શ્રી.

હૉરેસ બેલકૃત

# અર્થશાસ્ત્રના નિયમો-

નું

ભાષાન્તર.

(રાજકુમાર કૉલેજના વિદ્યાર્થીઓ માટે).



મુંબઈ:

એજ્યુકેશન સોસાઈટીના છાપખાનામાં છાપ્યું.

૧૮૮૮.

શ્રી.

હોરેસ બેલકૃત

# અર્થશાસ્ત્રના નિયમો-

નું

ભાષાન્તર.

(રાજકુમાર કોલેજના વિદ્યાર્થીઓ માટે).



મુંબઈ:

એજ્યુકેશન સોસાઈટીના છાપખાનામાં છાપ્યું.

૧૮૮૮.

આ લઘુ પુસ્તકનું ભાષાન્તર રાજકોટની રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ મેહેરબાન ચેસ્ટર મેકનોટનની આજ્ઞાથી કરવામાં આવ્યું છે.

ભાષાન્તરકર્ત્તા.

ગયા પાનામાં લખ્યા પ્રમાણે આ તરજુમો મારી સૂચનાથી માથે લેવામાં આવ્યો હતો. આ કામ રા૦ માણેકલાલ જગજીવનદાસ સુરતી અને મનસુખરામ પ્રાણજીવન પટેલ, જે બે રાજકુમાર કોલેજના જૂના અને પ્રતિષ્ઠિત આસિસ્ટંટ માસ્તરો છે તેમણે કીધું છે. એ કામ માથે લેવાનું મૂળ કારણ મારી કોલેજમાં લાગતી એક મોટી ખોટ પૂરી પાડવાનું હતું; પરંતુ મને પક્કો ભરોસો છે કે બીજે ઠેકાણે પણ ગુજરાતીના અભ્યાસીઓને એ ઉપયોગી થઈ પડશે. તેમ થાય તો રા૦ માણેકલાલ તથા મનસુખરામના ઘણા ઉલટ ભરેલા અને નિર્લોભ શ્રમને માટે કોલેજના કુંવરોજ નહીં પણ આખો ગુજરાત પ્રાંત ઉપકૃત થશે.

રાજકોટ, ડિસેંબર ૧૮૮૭. } C. MACNAGHTEN, Principal, Rajkumar College.

શ્રી.

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

---

આ લઘુ ગ્રંથ રચવાની મતલબ એટલીજ છે કે ભરતખંડના વચલા વાંધાના અને ઉતરતા વર્ગના લોકને અર્થશાસ્ત્રની મુખ્ય મુખ્ય બાબતોનું જ્ઞાન થાય; અને દાખલા દલીલવાળી એવી ઇબારતમાં તે વિષે વિવેચન કરવું કે તે વિષય તેમના મનમાં સહજમાં ઉતરે. આ શાસ્ત્રને લગતા મિલ અને ફોસેટના ગ્રંથોમાં તથા પંડિત જેવન્સ કૃત પ્રવેશક પુસ્તકમાં પણ એ વિષયની અંદર કાંતો બહુ ઉંડા ઉતરી વિવેચન કર્યું છે; અથવા એમ કહીએ તો ચાલે કે ભરતખંડની ઘણીખરી વસ્તીને જે રોજની જરૂરની બાબતો છે તેનાથી કંઈ ઉંચી બાબતો શિખવવાની તે ગ્રંથોની ધારણા છે. દેશી ભાષામાં આ ચોપડી તરજુમો કરવા લાયક ગણાય તે પરથી એ કામની થઈ પડશે કે નહીં તેની આશા બાંધી શકાય. કેમકે તરજુમો થશે તો એના વાંચનાર ઘણા થશે.

શ્રી.

# અર્થ શાસ્ત્રના નિયમો.

## પ્રકરણ ૧ લું.

### દ્રવ્યની ઉત્પત્તિ.



**દ્રવ્યની વ્યાખ્યા-જમીન, મેહેનત અને મૂડી-દ્રવ્યનું મૂળ માત્ર જમીનજ નથી. મેહેનતની વેહેંચણી-મૂડીનું પ્રયોજન-તેનો ગેરઉપયોગ.**

જ્યારે આપણે દોલત વિષે બોલીએ છીએ અથવા દોલતવાન માણસની વાત કરીએ છીએ ત્યારે આપણા બોલવામાં દરેક જણને સમજ પડેછે. પણ 'દોલત' એ શબ્દનો ખરો અર્થ શો છે તેનો પૂરેપૂરો વિચાર કરવો એ એટલું અગત્યનું છે કે ઘણાં વર્ષ થયાં યૂરોપના દેશોમાં વિદ્વાનો 'દોલત' ને પોતાનો ખાસ વિષય કરી તેનો અભ્યાસ કરતા આવ્યાછે. આ અગત્યની બાબતની સમજ માત્ર વેપારીઓનેજ નહીં પણ સર્વ લોકને પડે એટલા સારૂ એ વિષયનાં ઘણાં પુસ્તક લખાયાં છે. અને હાલના વખતમાં યૂરોપ ખંડમાં રાજ્યકર્ત્તાઓએ અર્થશાસ્ત્રના નિયમોનો અભ્યાસ કર્યો નહીં હોય તો તેઓ રાજ્ય કરવાને યોગ્ય ગણાય નહીં.

દ્રવ્ય એ શબ્દનો અર્થ જૂદા જૂદા માણસોને મન જૂદો જૂદો

થાય છે, એ તો આપણને સહજ સમજાય છે. જે કોઇ વસ્તુથી એક માણસ એમ ધારે કે હું તવંગર છું, તેજ વસ્તુ જો બીજા કને હોય તો તે એમ ધારે કે હું ગરીબ છું. પણ જો એ શબ્દનો અર્થ આપણે એવો કરીએ કે **જે વસ્તુને સાટે બીજી કોઇપણ ચીજ મળી શકે છે તે વસ્તુ દ્રવ્ય છે**, તો તે સમજવાને સઘળાને અનુકુળ પડશે.

જમીનનો ભોગવટો, મેહેનતને કામે લગાડવી, નાણાની આપલે તથા નાણાના કે સોના રૂપાના મૂલમાં થતા ફેરફાર, કરવેરાનાં મૂળ ધોરણો તથા દેશની વસ્તીનો વધારો કે ઘટારો કરનારાં કારણના વિચારનો તથા બીજી એવી અનેક બાબતોનો સમાવેશ અર્થશાસ્ત્રમાં થાય છે. માણસજાતની દોલતના વિષયની સાથે ઉપલાં બધાં વાનાં અને બીજી ઘણી ન્હાની બાબતો સંબંધ ધરાવેછે; એટલે એ બધાં એકએકને આધારે રહ્યાં છે. **જે વસ્તુને સાટે બીજી કોઈ પણ ચીજ મળી શકે છે તે વસ્તુ દ્રવ્ય છે** એવો દ્રવ્ય શબ્દનો અર્થ આપણે ઉપર કરી ગયા તે પ્રથમથીજ સ્પષ્ટ સમજી રાખવો જોઇએ. ઉપરની વ્યાખ્યામાં બતાવી ગયા તે પ્રકારની વસ્તુ જો કોઇની કને ન હોય તો તે તવંગર કહેવાતો નથી.

ઉપલી વાત સ્પષ્ટ કરવા આપણે એક દાખલો લઇએઃ ધારો કે કોઇ માણસપાસે ઘણા ઘઉ છે અને બીજું કંઇ નથી. હવે જો આ ઘઉ રાખનાર કોઇ ન મળે તો ઘઉંવાળો તવંગર કહેવાય નહીં. એકલા ઘઉંથીજ તે પોતાના દહાડા કાઢી શકતો નથી. કેમકે પેહેરવાને કપડાં, રાંધવાને વાસણ, રહેવાને ઘર, ખેતી કરવા બળદ અને બીજી એવી એવી ચીજોની તેને જરૂર પડેછે. અને એ સર્વ મેળવવાને તેણે તેમને સાટે કંઇ આપવું જોઇએ. એજ પ્રમાણે

વળી કોઈ માણસપાસે ઘર ભરી સોનું હોય અને તે એવા દેશમાં રહેતો હોય કે જ્યાં સોનાને સાટે કંઈ ચીજ મળતી ન હોય તો તે તવંગર કહેવાય નહીં. એમ કેટલાક જંગલી દેશમાં અસલ બનતું અને હાલ બને પણ છે. અથવા એમ ધારીએ કે કોઈની કને દુકાળની વેળાએ એક હજાર બળદ હોય તો તે પણ તવંગર નથી. કારણ કે આવા વખતમાં બળદ ખરીદવાનું કોઈને કંઈ કામ હોતું નથી.

પેહેલ વેહેલાં તો દ્રવ્ય કેવી રીતે ઉત્પન્ન થાયછે તેનો આપણે વિચાર કરીએ. દ્રવ્યની ઉત્પત્તિ સારૂ ત્રણ વસ્તુની જરૂર છે, પછી તે ત્રણ વાનાં કાંતો પ્રત્યક્ષ હોય અથવા કોઈ બીજા રૂપમાં હોય. એ ત્રણનાં નામ આ છે: મેહેનત, જમીન, અને મૂડી કે ભંડોળ. મેહેનત અને જમીન એ બેનો અર્થ આપણે બધા સમજીએ છીએ પણ મૂડી અથવા ભંડોળને વિષે લંબાણથી ખુલાસો કરવો જરૂરનો છે. **જે દ્રવ્ય બીજું જાસ્તી દ્રવ્ય પેદા કરવા માટે બચાવીને કોરણે રાખેલું હોય છે તેનું નામ મૂડી.** ખેડવાને આપણી કને જમીન તૈયાર હોય અને કામ કરવાને મજૂરો પણ હોય; પરંતુ એ મજૂર લોકને આપવાને આપણી કને મુસારો કે અનાજ હોય નહીં ત્યાં લગણ આપણે કામ શરૂ કરી શકતા નથી. મજૂરોને આપવાના કારણસર એ અનાજ અથવા મુસારાનાં નાણાં કોઈપણ માણસે બચાવીને નિરાળાં રાખેલાં હોવાં જોઈએ. એનેજ મૂડી કહીએ છીએ. વળી ઓજાર, ઢોર, મકાન અને ધંધાની આવડત એ સર્વે એક બીજા પ્રકારની મૂડી છે. આ બધાં વાનાં કોઈએ બચાવીને સંઘરી રાખેલાં હોયછે કે પ્રાપ્ત કરી રાખેલાં હોય છે. અને એ બધાં સિવાય આપણાથી કંઈ થઈ શકે નહીં;

અથવા જો કંઈ થઈ શકે તો તે નહીં જેવું થાય છે. ઉપર કહ્યા પ્રમાણે હળ, ઢોર ને બી એ ખેડુતની મૂડી છે. એવીજ રીતે સુથારની મૂડીમાં તેનાં ઓજાર અને ધંધાની આવડત ગણાયછે, તથા કામ-કરી રોજ લાવે ત્યાં લગણ ગુજરાન ચલાવવા સારૂ પોતે સંગ્રહ કરી રાખેલું નાણું કે અનાજ તે પણ તેની મૂડીમાં લખાયછે.

જમીન, મેહેનત અને મૂડી એ ત્રણનો હવે આપણે જૂદો જૂદો વિચાર કરીએ, આમ કરીશું તો એમના તરેહ તરેહના ઉપયોગનો પૂરેપૂરો ખ્યાલ મનમાં આવશે. પેહેલાં આપણે જમીનની વાત કરીએ. દ્રવ્યની ઉત્પત્તિમાં સૌથી અગત્યની વસ્તુ જમીન છે. માણસ જે જે વસ્તુઓ વાપરેછે તે બધીનું મૂળ જમીન છે. આપણાં પેહેરવાનાં કપડાં, ખાવાનો ખોરાક, બાળવાનાં લાકડાં, દીવા કરવાનું તેલ, અને બધી ઘરમાં વપરાતી ચીજો જમીનમાંથી નિકળેછે. આપરથી એમ જણાશે કે જમીન એજ માત્ર દોલતનું મૂળ સાધન છે; પણ ખરેખરૂં તેમ નથી. આપણે જરા વિચાર કરીશું તો માલમ પડશે કે જમીનમાંથી દોલત ઉત્પન્ન કરવાને જમી-નની સાથે વળી મેહેનત અને મૂડીની પણ જરૂર છે. જમીનને ખેડી તેમાં વાવેતર કરી, પાણી પાઇએ નહીં ત્યાં લગણ તેમાં માલ થતા નથી. ખેતી વિગેરે કરવા સારૂ આપણને મજૂરી એટલે મજૂરોની જરૂર છે. તેમજ વળી મજૂરી કરાવી શકીએ એટલે મજૂરોને કામે લગાડી શકીએ તે પેહેલાં આપણી પાસે હળ, ઢોર અને રોજ આપવાને સારૂ નાણાં, એ પ્રકારની મૂડી હોવી જોઇએ. હવે મેહેનત અથવા મજૂરી એ શબ્દનો સામાન્ય અર્થ લોક શો સમજે છે તેનો ખ્યાલ આપણે બાંધી શકીશું. **વસ્તુઓને ખસેડી યોગ્ય જગ્યાએ મૂકવી,** એવી મેહેનત શબ્દની વ્યાખ્યા આપેલી

છે; એટલે કોઇ વસ્તુને તેની મૂળ જગ્યાએથી લઈ જ્યાં તેનો ખપ હોય તે ઠેકાણે બીજી કોઇ વસ્તુની પાસે મૂકવી એનું નામ મેહેનત છે. જે મેહેનત સફળ હોય છે અથવા ઉપયોગી હોયછે તેને આ વ્યાખ્યા લાગુ પડે છે. અયોગ્ય જગોએ વસ્તુઓને મૂકવી તે નિષ્ફળ મેહેનત છે; અર્થાત તેમનું કામ જ્યાં નથી તેવે ઠેકાણે તેમને લઇ જઈ રાખવી એ નકામી મેહેનત છે. ઉદાહરણ લઈ એ વાત આપણે સ્પષ્ટ કરીએ. કુવા ખોદવામાં, નેહેર કે લોઢાની સડક બાંધવામાં, જમીન ખેડવામાં અથવા લોકની સ્થિતિ જે કામોથી સુધરે તેવાં કોઈ કામમાં કરાવેલી મેહેનત સફળ એટલે કામની અને દ્રવ્યને ઉત્પન્ન કરનારી છે. બદલો મળે નહીં એવા કામમાં પૈસા ખરચી મેહેનત કરવી એ નિરર્થક મેહેનત છે. જેમકે મોજ શોખમાં, કિંમતિ પોશાક બનાવવામાં અથવા મેહેલો બાંધવામાં કરાવેલી મેહેનત નિષ્ફળ છે; કારણ કે તેમાંથી દોલત પાછી ઉત્પન્ન થતી નથી. બીજા પ્રકારની મેહેનત વળી એક એવી છે, જે ઉપયોગી છતાં સ્વતઃ દોલત ઉત્પન્ન કરનારી નથી પણ બીજાની અપેક્ષા રાખે છે. એને માનસિક મેહેનત કહેછે. કારકુન, નાણાવટી અથવા અમલદારનું કામ આ મેહેનતના દાખલા છે. તેમજ રાજકર્ત્તાનું કામ એ પણ બેશક એજ પ્રકારની મેહેનતમાં આવેછે. તેના કામથી એવી કોઈ વસ્તુ ઉત્પન્ન થતી નથી કે જેને આપણે સ્પર્શીએ, ખરીદીએ, કે વેચીએ; પણ એવા કામ વિના દુનિઆનો વ્યવહાર ચાલી શકે નહીં અને તેટલામાટે તે કામ ઉપયોગી અને જરૂરનું છે.

કામની વેહેંચણથી થતા લાભને યૂરોપના લોક બહુ મ્હોટો ગણેછે. દરેક જણ પોતપોતાને ખાસ ધંધે વળગી રહે તો તેમાંજ લાભ છે. એજ અર્થ માત્ર આનો થાય છે, એટલુંજ નહીં પણ એમાં બીજો

વિશેષ અર્થ રહેલો છે. તે એ કે દરેક ધંધામાં અને દરેક ચીજ બનાવવામાં પણ કામની વેહેંચણ બની શકે તેટલી કરવામાં ઘણું કરીને લાભ થાયછે; અથવા તેમાંથી અચૂક લાભ થાયછે એમ કહીએ તો તે ખોટું નથી. એ વાત સ્પષ્ટ સમજાવવાને આપણે સોયનો દાખલો લઇએ. સોય બનાવવામાં જૂદા જૂદા આઠ કે દશ માણસો કામે વળગેછે. એકજણ પોલાદના તારના જોઇએ તેવડા કડકા પાડેછે અને બીજું કંઇ કરતો નથી. બીજો ફક્ત નાકાંજ પાડેછે. ત્રીજો આ નાકાંને ઘસીને સરખાં કરેછે. ચોથો તેની અણી કાઢેછે. આવી રીતે સોય તૈયાર થતાં સુધીની દરેક કારીગરી પ્રત્યેક આદમી કરેછે. સોયનાં પડીકાં બાંધવાનું કામ પણ એક જૂદોજ આદમી કરેછે. આ બધા માણસોમાંનો દરેક જણ એકને એકજ પ્રકારનું કામ કર્યો જાયછે. આ પ્રકારે કામની વેહેંચણ કરવાથી દરેક માણસ વખત જતે એટલે મહાવરો થયે પોતાના કામમાં ઘણો હુશીઆર થાયછે. આ હુશીઆરી એટલે લગણ વધી જાયછે કે તે આદમીની ત્વરા આગળ એકલે હાથે સોય બનાવનાર કારીગર કશી ગણત્રીમાં નથી રહેતો. આથી કરીને કામ ઘણી ઝડપથી થાય છે; અને ઝડપથી થાયછે માટે ઘણું સોંઘું પડેછે. ભરતખંડથી રૂ વિલાયત જાયછે તોપણ ત્યાંથી આવેલું કાપડ અહીંના કરતાં સસ્તું પડે છે, તેનું કારણ સાંચાની મદદ અને કામની વેહેંચણ છે. ભરતખંડમાં તો ઘણું ખરું એકજ* માણસ પીંજેછે, કાંતેછે અને વણેછે. કામની વેહેંચ-

* એ કહેવું મ્હોટા શેહેરોને લાગુ નથી પડતું. ગામડા ગામમાં કદાચ એમ બને. ત્યાં પણ વણનારો મરદ હોય તો તે કાંતનાર નથી હોતો. કારણ કે રેંટીએ મરદ બેસતા નથી. ભરતખંડમાં મ્હોટા શેહેરોમાં તો કપાસ પીલનાર, પૂણી બનાવનાર, સૂતર કાંતનાર, વણનાર ઈ. પ્રાચીન કાળથી જૂદા જૂદા છે. ભા. ક.

ણનો સારો દાખલો આપણને ભિત બાંધવામાં જડી આવેછે. ઇંટ પાડનાર અને પકવનાર ઇલાયદો હોયછે. એક જણ કોલ કાલવેછે, બીજો તેને પાલક પર લઇ જાયછે, ત્રીજો ઇંટે લાવેછે, ચોથો પાણી વહેછે. આ પ્રમાણે છેવટે કડીઓ ઇંટને ચણતરમાં લેછે ત્યાંલગણનું દરેક કામ જૂદો જૂદો જણ કરેછે. આથી ઉલટું કડીઓ જાતેજ દરેક કામ કરે તો તે ભિતને બગાડી નાંખે અને તેની સાથે વખત પણ બહુ લાગે, એટલે ખરચ બહુ થઈ જશે અને વળી ભિત પણ નબળી બંધાશે. મેહેનતનો બીજો પ્રકાર સામટા મળી કામ કરવું એ છે. કોઈ ઘર કે પૂલ પર મ્હોટો પથ્થર ચડાવવો એ સામટા મળી કામ કરવાનો દાખલો છે. કેટલાક માણસો એકઠા થઇ તે પથ્થરને દોરડે લટકાવી જ્યાં મૂકવાનો હોય ત્યાં ઝડપથી લાવી ગોઠવેછે. પણ એકજ આદમી સહાયતા વિના ઉંચકી મેલવાનું કરે તો તેનાથી કદીએ બની શકે નહીં. વળી આપણે ત્રણ ચાર આદમીને લોઢાની સડક પર ગાડી હડસેલી લઈ જતાં જોઇએ છીએ. પણ એકજ આદમી ઉચ્ચાલન કે બીજા કોઈ સાંચાની મદદ સિવાય કરવા ચાહે તો તે કંઇજ કરી શકે નહીં. કામ કરવાની એટલે કે દ્રવ્ય ઉત્પન્ન કરવાની આ રીત દુનિયામાં થતાં સઘળાં કામમાં આપણે જોઇએ છીએ.

કામ કરનારની બુદ્ધિ, હુશીઆરી, અને પ્રમાણિકપણાથી મેહેનતનું મૂલ ઘણું વધી જાય છે, એ વાત પણ આપણે વિસરી જવી જોઇએ નહીં. આ ત્રણ ગુણોની ખામીને લીધે પોતાના ધંધામાં વપરાતો સામાન કારીગર ઘણી વાર બગાડી તફરેક કરે છે; તથા પોતે અપ્રમાણિક હોય છે તો જાતની અને ધણીની સાખ ખોય છે. કોરા દિવસમાં ટકી રહે એવી ભિત તો કોઈ અનઘડ કે મૂર્ખ કારીગર પણ બાંધી શકે છે; પરંતુ બધી ઋતુનો માર ખમી ઘણાં વર્ષ ટકી રહે એવી

ભિંત તો હુશીઆર પ્રમાણિક કારીગરજ બાંધી શકે છે. અનઘડ કારીગર વખત ગુમાવી પૈસાની ખુવારી કરેછે. તે દ્રવ્ય ઉત્પન્ન કરતો નથી, તે તો તેને તફરકે કરી નાંખે છે. બીજો ગેરફાયદો એ છે કે અનઘડ અને અપ્રમાણિક કારીગરની દેખરેખ ઘણી ચોકસીથી રાખવાની જરૂર પડે છે. આ *કારણને લીધે યૂરોપ કરતાં ભરતખંડમાં મજૂરોની દેખરેખ રાખવાનો ખરચ વધી પડેછે. યૂરોપના કારીગરો ઘણું કરીને હુશીઆર હોય છે અને વળી કામ સારૂં કરવાનું હુંપદ રાખેછે.

આપણે કહી ગયા કે દ્રવ્ય વધારવાના કારણસર બચાવી અથવા ઊંચી મૂકી રાખેલી હરકોઇ પ્રકારની વસ્તુ તે મૂડી છે. હવે આપણે કેટલાક દાખલા લઇને એનો સારી પેઠે ખુલાસો કરીએ. ધારો કે કોઇ માણસે ખેડ કરવાને સારૂ કેટલીક જમીન ગણોતે રાખી છે; પણ ખેડવાને સારૂ બળદ તથા વાવવાને સારૂ બી તેની પાસે નહીં હોય ત્યાંલગણ તેનાથી કામ શરૂ કરાશે નહીં. પોતાના ખેતરમાં પાકેલું જે કંઇ હોય તે લણીને ઘેર લઇ જાય અથવા વેચે ત્યાંલગણ ચાલે એટલું અનાજ અને વળી કપડાં પણ એની કને હોવાં જોઇએ; અગર અન્ન વસ્ત્ર વેચાતાં લેવા જેટલા તેનીપાસે પૈસા હોવા જોઇએ. આ બધી જોઇતી ચીજો તેણે પંડે સંઘરી રાખેલી હોવી જોઇએ, પરન્તુ પોતાની કને તેમનો સંગ્રહ નહીં હોય તો જે પુરૂષ ધીરવાને તૈયાર હોય, એટલે, દ્રવ્ય ઉત્પન્ન કરવાને સારૂ મૂડી તરીકે આપવાને જે માણસે બચાવીને તૈયાર રાખેલી હોય તેની પાસેથી એ ચીજો તે ખેડુતે

* મીલ, ફોસેટાદિ અર્થશાસ્ત્રિઓનાં ગ્રંથોપરથી જણાયછે કે વિલાયતમાંએ મજૂરોની ચોકસી રાખવાને ખાસ પગારદાર નોકરો રાખવા પડેછે. ભા. ક.

લાવવી જોઈએ. આ મૂડી ધીરનાર કંઈ લાભ વિના ધીરશે નહીં. પોતે લીધેલી સંભાળ અને તસ્દીને માટે તેને કંઈ બદલો મળવો જોઈએ. એ ધીરનારે ત્રણ વાતોની આશા રાખી હશેઃ—૧ લી. તે ખેતીમાંથી ખેડુત ગુજરાન ચલાવવા જેટલું પેદા કરશે. ૨જી. મૂડી જ્યાંલગણ રોકાયલી રહેશે ત્યાંલગણ તેના વાપરના બદલામાં મને કંઈતે ખેતીમાંથી આપશે. અને ત્રીજી વાત એ કે કેટલેક કાળે ધીરેલી મૂડી તે ખેતીમાંથી ખેડુત વાળી દેશે. બી, ઢોર, અને ખાવાના દાણા લેવા સારૂ જો કોઈએ પૈસા ધીર્યા ન હોય તો તે જમીન એમની એમ રેહેત. અને વળી કદાચ એમ પણ બનત કે તે માણસ કને જમીનજ માત્ર હોત તો તેને નકામા બેસી રહી પારકાના ટુકડા ખાવા પડત. આ પરથી આપણને જણાયછે કે ગામડાના ખેડુત જેટલું પેદા કરે તે બધું ખરચી નાખે અને કંઈ પણ બચાવે નહીં તો તેઓ પોતાની ખેતીવાડીમાં કંઈ વધારો કરી શકે નહીં. પરંતુ વધારો કરવાની ઈચ્છા હોય તો પાસેના શેહેરમાંના સાહુકાર જેવા કોઈની પાસે જવાથી તેઓ તેમ કરી શકેછે. એ સાહુકારે કરકસરથી ગુજરાન ચલાવી પોતાની પેદાશમાંથી કંઈ બચાવેલું હોયછે.

મૂડીની વ્યવસ્થા કરવાનો આપણે બીજો દાખલો લઈએ. ધારો કે કોઈ એક રાજા મરી ગયો, અને તેની પાછળ તેનો કુંવર ગાદીએ બેઠો. પોતાના પિતા જે મૂકી ગયા હતા તેની તપાસ કરતાં બીજી વસ્તુઓની સાથે તોષાખાનામાંથી દશ લાખ રૂપીઆ હાથ લાગ્યા. આ જુવાન રાજાના કેટલાએક મિત્રોએ આ રૂપીઆનું જવાહીર લેવાની સલાહ આપી. કેટલાએકે હાથી ઘોડા રાખવાનું કહ્યું. બીજા હતા તેમણે બધાં ઘરનાંને માટે કિનખાબનાં વસ્ત્ર કરાવવાની સલાહ આપી. પણ એક વૃદ્ધ ડાહ્યો પુરૂષ બોલી ઉઠ્યો કે આવે આવે

રસ્તે આપ એ નાણું ખરચી નાંખશો તો આપના સંસ્થાનને એથી કંઈ લાભ થવાનો નથી. મને તો લાગે છે કે આપના વડીલની આ પુંજી ઘણી ઉપયોગી થઇ પડે એવી મૂડી છે, કે જે રૈયત અને રાજ્ય બેઉનું હિત થાય એવી રીતે આપ રોકી શકશો. આપ એ રૂપીઆની નેહેર ખોદાવો તો હમણા જે જમીન એમની એમ નકામી પડી રહી છે તે ઘણી ખરી ખેડાવી શકશો, અને દશ નવાં ગામ વસાવી શકશો. આમ કરવાથી નેહેરના કામમાં લાગેલા લોકો તથા નવી વસ્તી રોટલો પેદા કરી આપને આશીશ દેશે, અને તેની સાથે આપની ઉપજમાં પણ સદાનો વધારો થશે, અને આપ સારૂ નામ પણ કમાશો. આ વૃદ્ધ પુરૂષની શિખામણ તે જુવાન રાજાને ડાહપણ ભરેલી લાગી, અને તે પ્રમાણે ચાલ્યો; કારણ કે જાતે સમજુ અને બુદ્ધિશાળી હતો. પોતે આ શિખામણ પ્રમાણે વર્ત્તી કામો ઉઠાવ્યાં તે યાદ આણી આણીને નિરંતર ખુશી થતો હતો. મિત્રોની સલાહ પ્રમાણે ચાલ્યો હોત તો કોઇનુંએ ભલું થાત નહીં. જવાહીર અને કિનખાબનાં કપડાંમાંથી તે કંઈ કાંદો કાઢત નહીં અને દેશાની સમૃદ્ધિમાં કંઈ વધારો થાત નહીં.

મૂડી એ કરકસર અને સંગ્રહનું ફળ છે એ વાત સઘળાએ પક્કી યાદ રાખવી જોઇએ. વળી એ પણ લક્ષમાં રાખવું કે મૂડી ખરચી ન હોય, અને તે ખરચ પણ ડાહપણથી કર્યો ન હોય તો તે નકામી જાયછે. પૈસા નકામા નાંખી દીધા હોય અથવા ઉડાઉપણાથી ખરચ્યા હોય તો તેમાંથી બદલો વળતો નથી. આવી રીતે ખરચેલી મૂડી ફરીથી કદી દેખા દેતી નથી. પરંતુ ડાહપણે ખરચી કામ લઈ મજૂરોને પોષવામાં મૂડી ખરચી હોય તો, તે

વધેછે અને તેની સાથે વળી તેના માલીક અને વાપરનાર બેઉને લાભ થાયછે. તોપણ જે રાજ્યને આશ્રયે લોક રહેતા હોય તે રાજ્ય બળવાન અને ન્યાયી ન હોય, તથા તે રાજ્યનું શાશ્વત નહીં હોય તો લોકો પૈસા બચાવશે અથવા બચાવી પારકાને ધીરશે એવી આશા રાખી શકાતી નથી; કારણ કે મારી પાસે પૈસા છે તે હરામખોર ચોરી જશે એમ જાણનારો માણસ રૂપીઆ શું કરવા સંઘરી રાખે? અથવા તો મારીપાસે પૈસા છે એવી લોકમાં જાણ થશે કે મારીપર સરકારી અમલદારો અઘટીત કર નાંખશે યાતો તેઓ મને લુંટી ખાશે, એમ જે માણસ ધારતો હોય તે માણસ પૈસાનો સંગ્રહ જરાએ નહીં કરે; માટે રાજ્યવ્યવસ્થા સારી કર્યાં વિના કોઈ દેશ આબાદ થતો નથી.

---

# પ્રકરણ ૨ જું.

## મૂલ અને નાણું.

---

**મૂલ અને કિંમતની વ્યાખ્યા—દરેક વસ્તુનું મૂલ એકઠી વખતે વધી શકતું નથી પણ બધી વસ્તુની કિંમત એકઠી વખતે વધી શકે. નાણાના આવશ્યક ગુણો—તેમનો ખુલાસો—સાર્વદેશિક ચલણી સિક્કો—નાણાનો અર્થ અવશ્ય કરીને દ્રવ્ય થાયછે એમ નથી—નાણાને બદલે નોટનું ચલણ—નાણાનું ધોરણ અથવા મુખ્ય પ્રમાણ*.**

મૂલ અને કિંમત એ બે શબ્દો લોક નિત્ય વાપરેછે. એ શબ્દો યથાર્થ સમજવા જોઇએ. હરકોઈ વસ્તુનું મૂલ બીજી ચીજની સાથે તેને સરખાવવાથી નક્કી થાયછે. એ કહેવાનો અર્થ આ છે કે તે વસ્તુને બદલે બીજી ચીજ કેટલી આવી શકશે તે મુકરર કરવું; માટે તુલના અથવા મુકાબલો એ મૂલ શબ્દનો ગર્ભિત અર્થ થાયછે. જેમકે જ્યારે આપણે એમ કહીએ કે દશ વાર કાપડનું મૂલ દશ શેર ઘઉં છે, ત્યારે આપણે કાપડ અને ઘઉં બેની વચ્ચે મુકાબલો કરીએ છીએ.

આપણે જાણીએ છીએ કે આપણી પાસેની દરેક વસ્તુનું મૂલ કોઇને કોઈ પણ કારણસર નિરંતર બદલાતું જાયછે. યાકે તે વસ્તુ જૂની થતી જાયછે, અથવા બીજી વસ્તુઓનું મૂલ વધતું જાયછે. દાખલા સારૂ દશ વાર કાપડની વાત કરીએ. ધારો કે કેટલાએક

---

*માપ.

કારણોને લીધે ઘઉંનું મૂલ ઓછું થઈ જાયછે. તેથી કરીને પેહેલાં દશ વારના દશ શેર ઘઉં આવતા હતા તેને બદલે હવે બાર શેર આવશે. આમ થવાથી કાપડનું મૂલ ચઢ્યું, ને કાપડને મુકાબલે ઘઉંનું મૂલ ઉતર્યું. તોપણ તેજ વખતે ખાંડ, તેલ ઇત્યાદિક જેવી બીજી વસ્તુઓની જોડે સરખાવતાં ઘઉંનું મૂલ વખતે વધેલું પણ હોયછે. આ ઉપરથી હવે સ્પષ્ટ સમજાશે કે બધી વસ્તુનું મૂલ સામટું ઘટી જાય કે ચડી જાય એવું કદી બની શકતું નથી. બધી વસ્તુઓના મૂલમાં ચડાવો થયો છે, એમ જ્યારે આપણે બોલીએ ત્યારે એમ જાણવું કે **મૂલ** એ શબ્દ આપણે તોળ્યા ગાળ્યા વિના વાપર્યો, કેમકે કંઇક વસ્તુઓના મૂલમાં ચડાવો થયો એમ જ્યારે આપણે બોલીયે ત્યારે તેનો અર્થ એજ થવો જોઇએ કે બીજી કેટલીએક વસ્તુના મૂલમાં ઘટારો થયો છે. બધી વસ્તુનું મૂલ ચડી ગયું છે, એવું બોલવામાં જો કંઇ અર્થ હોય તો ઘઉંના ખેતરમાંનો દરેક છોડ બીજા દરેક કરતાં ઉંચો છે, અથવા નિચો છે, એ બોલવાનો પણ કંઈ અર્થ થવો જોઇએ.

નાણાને મુકાબલે વસ્તુના મૂલનો કાઢેલો અડસટ્ટો તે વસ્તુની કિંમત કહેવાય છે, પછી તે નાણું દેશમાં ગમે તે જાતનું ચાલતું હોય. જેમકે આપણે ઘેટો ખરીદવા જઇયે અને ઘેટાવાળો કહેશે કે એનું મૂલ પાંચ રૂપીઆ થાયછે. આ પાંચ રૂપિઆ જે મૂલ કહ્યું તેજ તે ઘેટાની કિંમત કહેવાયછે, અને એ કિંમત અથવા મૂલ નાણાં આપી આપણે ચુકવીએ છીએ. આ પરથી સાફ માલમ પડેછે કે **મૂલ** શબ્દનો ભાવાર્થ ઘણું કરીને એવો છે કે એક ચીજને સાટે બીજી હરકોઇ કેટલી આવેછે; અને કિંમત એટલે નાણાને સંબંધે વસ્તુનું મૂલ. આપણે કહી ગયા કે બધી ચીજોનું મૂલ સામટું ઘટતું

નથી અથવા વધતું નથી. પણ આમ બને કે બધી ચીજની કિં-
મત સામટી વધે અથવા ઘટે. અને એ પ્રમાણે ઘણી વાર બધી
વસ્તુની કિંમત સામટી વધી જાયછે અથવા ઘટી જાયછે, એટલે
નાણાને મુકાબલે બધી વસ્તુનું મૂલ ઘટી જાયછે અથવા વધી
જાયછે. કેટલાએક કારણોને લીધે આમ બનેછે. કારણ કે કિં-
મતની વાત કરતાં માત્ર એકજ વસ્તુને મુકાબલે આપણે બધી ચી-
જના મૂલ વિષે બોલીએ છીએ; અર્થાત માત્ર નાણાને મુકાબલે
ચીજોનું મૂલ આપણે કરીએ છીએ. જ્યારે જ્યારે નાણાની ભીડ
ઘણી પડેછે ત્યારે ત્યારે બધી વસ્તુની કિંમત સામટી ઘટી જાયછે;
અને એમ કેટલીક વાર બનેછે. પણ બધી વસ્તુના મૂલમાં કંઈ
ફેર પડતો નથી. દૃષ્ટાંત લઇ આપણે એનો ખુલાસો કરીએ.
ધારો કે નાણાની ભીડ પડયા પેહેલાં દશ શેર ઘઉંને સાટે દશ વાર
કાપડ આવતું. હવે ભીડને લીધે બેઊની કિંમત અડધોઅડધ ઘટી
જાયછે, એમ આપણે લઈએ તોપણ તે બેનું અરસપરસનું મૂલ
પેહેલાં હતું તેનું તેજ રહેછે; એટલે કાપડ પ્રત્યે ઘઉંનું મૂલ બદલાતું
નથી. ઘણા પ્રાચીન કાળમાં નાણાં વાપરવા માંડયાં તેની પૂર્વે
કામની વસ્તુઓનો અદલો બદલો કરીને વ્યવહાર ચલાવવામાં
આવતો હતો. જેમકે કોઈ આદમીને ગાય જોઇતી હોય તો તેના
બદલામાં તેને તેલના કેટલાક ઘડા અથવા બીજી કોઈ ચીજ આપવી
પડતી. જે માણસે ગાય આપી તેલ લીધું હોય તે માણસને
કાપડ અથવા અનાજની જરૂર પડતી ત્યારે તે બધું અથવા થોડું
તેલ આપીને લેતો. એમ સાટાં પર સાટાં ચાલતાં. તોપણ કેટલોક
કાળ વિત્યા પછી આવી તરેહના વ્યવહારમાં ઘણી માથાફોડ પડવા

માંડી. તેથી કરીને લોકોએ એવી કોઈ વસ્તુ વાપરવાનો ઠરાવ કર્યો કે જેને સાટે હરકોઇ ચીજ તત્કાળ મળે. જે છીપનાં બોરીઆં રમકડાં વિગેરે બનેછે, તે છીપનેજ શરૂઆતમાં કેટલાક દેશો વાપરવા લાગ્યા. કેટલાક ચામડાં અથવા મિઠું વાપરવા મંડયા. આવી રીતે હાલમાં જેમ રૂપું કે ત્રાંબું નાણાને ઠેકાણે ચાલેછે, તેમ છીપ, ચામડાં કે મિઠું નાણાની ગરજ સારતાં. પણ સોના રૂપા ને ત્રાંબાની પેઠે આમાંની કોઇએ ચીજ નાણા તરીકે વાપરવી સુગમ પડી નહીં. હાલતો પૃથ્વીપર ઘણે ખરે ઠેકાણે સોના રૂપા અને ત્રાંબાનાં નાણાં પાડવામાં આવે છે. વળી હમણા કોઇપણ વસ્તુનું મૂલ પણ નાણાથીજ જણાવવાનો રીવાજ પડ્યો છે.

નાણું વાપરમાં લઈ શકવા માટે તેમાં કયા કયા ગુણો અવશ્ય હોવા જોઇએ, તેનો હવે આપણે વિચાર કરીએઃ—

પેહેલો ગુણ તો એ છે કે જે નાણું પાડવામાં આવતું હોય તે મૂલનું સામાન્ય ધોરણ હોવું જોઈએ, અને આપલે કરવાનું સામાન્ય સાધન હોવું જોઇએ.

બીજો ગુણ એ છે કે તે નાણાનું મૂલ એક સરખું કે નિયમિત જોઇએ, તથા લોકને પૂર્ણ ભરોસો પડે એવું તે મૂલ હોવું જોઇએ.

ત્રીજો ગુણ એ છે કે જે પદાર્થ અથવા પદાર્થોનું નાણું પાડવામાં આવે તે એવો હોવો જોઇએ કે સર્વ લોકને તે પદાર્થની જરૂર પડતી હોય, તથા થોડું વજન અને કદ છતાં ઘણું મૂલ્યવાન હોય.

પેહેલો ગુણ જરૂરનો છે એ તો ખુલ્લું છે. વેપાર કરવામાં બધા લોક વાપરી શકે એટલા માટે નાણું એવા પદાર્થનું પાડવું જોઇએ કે દરેક માણસ તે પદાર્થ વાપરતું હોય. ઉપર કહી ગયા તે પ્રમાણે

કેટલાક દેશમાં છીપ વીગેરે બીજી ચીજો અને જનાવરોનાં ચા-
મડાં મરજાદ, નાણાંને ઠેકાણે વપરાયછે. પણ એવી જાતનું નાણું
જ્યાં ચાલતું હોય ત્યાં તેનો વાપર સુગમ પડતો હોય તોપણ બીજા
દેશવાળા પોતાનો માલ તે લઇ આપવાને કબુલ કરશે નહીં. બીજા
દેશના લોક જ્યારે આ પ્રમાણે વાંધો લે ત્યારે તો વેપારમાં અને
માલની આપલેમાં ભારે હરકત પડે, તથા વેપાર બીલકુલ બંધ
થઈ જાય.

બીજો ગુણ પણ એવોજ સ્પષ્ટ છે. આપણે એ વિષે કહી ગયા કે
નાણું મૂલે એક સરખું હોવું જોઇએ, તથા જે જાતનું એટલે જે કસનું
અને જેટલા વજનનું તે કહેવામાં આવ્યું હોય તેજ કસનું અને તેટ-
લાજ વજનનું તે છે એવો તેની પર લોકને પૂર્ણ વિશ્વાસ બેસવો
જોઇએ. અનાડી અને અપ્રમાણિક રાજકર્ત્તાઓએ ખોટું નાણું
પાડી, તે ચલાવી પોતાની આવક વધારવાનો પ્રયત્ન કોઈ કોઈ વાર
કર્યો છે. એટલે નાણું ચોકસ ભાવના સોના કે રૂપાના મૂલનું છે,
તથા ફલાણા વજનનું છે, એવી તેના પર છાપ મારતા; પણ, તેમ
નહીં કરતાં કસ અને વજનમાં દગો કરતા. કેટલીક મુદ્દત સુધી તો
આવાં નાણાં લઇને વાપરવાની લોકને રાજ્યકર્ત્તા ફરજ પાડી શકે,
એ તો બધાએ સમજેછે. પરંતુ તે નાણાંના ખરા મૂલની ઉપરાંત
તેનું થતું મૂલ થોડા દીવસ ચાલશે. તેની સાથે વળી લોકને જે મોટો
અન્યાય થશે તથા અડચણ પડશે તે તો દેખીતાં છે. વળી જો
આપણે દૂરનો વિચાર કરીએ તો આમાંથી વિચિત્ર અને અચૂક પરિ-
ણામ એ નિપજે છે કે જ્યારે નઠારૂં એટલે હલકા મૂલનું નાણું સર-
કાર તરફથી પાડી ચલાવવામાં આવેછે ત્યારે સારૂં નાણું ઠેકાણે કરી
રાખવાનું લોકને મન થાયછે. કેમકે એવે વખતે દરેક જણ સારૂં

નાણું રાખી મૂકી નઠારાં નાણાં વડે પોતાને જોઈતી ચીજો ખરીદવાની તથા દેવું અદા કરવાની કોશિશ કરેછે. યુરોપના સર્વ મુખ્ય દેશોમાં અને વિશેષે કરી ઇંગ્લાંડમાં ચલણી નાણું એક સરખા મૂલનું અને તોલનું પાડવાની ઘણી કાળજી રાખવામાં આવેછે. એજ કારણને લીધે અંગ્રેજી ગેણી આખી પૃથ્વીપર નાણાને ઠેકાણે સારી પેઠે વપરાયછે. કારણ કે તેના સોનાનો કસ તથા વજન એક સરખાં છે, એ વાતની બધાને પૂર્ણ ખાત્રી હોયછે. વળી આપણે જાણીએ છીએ કે એજ કારણસર અંગ્રેજી રૂપીઓ આખા ભરતખંડમાં લોક આનાકાની કર્યા વિના વાપરેછે.

નાણું એવા પદાર્થનું પાડવું જોઇએ કે તે પદાર્થની બધા લોકને જરૂર પડતી હોય, તથા થોડા કદમાં તેનું મૂલ ઘણું થતું હોય, એવું ત્રીજા ગુણ વિષે આપણે ઉપર કહી ગયા. સોના, રૂપા ને ત્રાંબાના સિક્કા પાડીએ તો એ ત્રણેમાં આ ગુણ આવી જાયછે. આખી દુનીઆમાં હાલ આ ત્રણે ધાતુનાં નાણાં ગોળ આકારમાં પાડવામાં આવેછે. એ વાતનો બધાને સારી પેઠે અનુભવ છે. બધી પ્રજાઓ એકજ કદ અને મૂલનાં નાણાં વાપરે તો અલબત તે બહુ સુગમ વાત થઈ પડે. આથી વિશેષે કરીને વેપારી અને મુસાફરોને સુખ બહુ થાય જાય. એક સરખા કદ અને મૂલનાં નાણાં ચલાવવાની ખાએશ ઘણી તરફથી વારંવાર બતાવવામાં આવી છે ખરી, પણ આપણે સમજી શકીએ છીએ કે આ બાબતમાં બધી પ્રજાઓની સંમતિ મેળવવી એજ એકલી મુશીબત નથી; કેમકે અપ્રમાણિક રાજ્યકર્ત્તાઓ ખરાબ નાણાં આપીને નફો કાઢવાને પ્રયત્ન કરે તેને અટકાવાય નહીં, એ પણ વળી એક અડચણ છે. નાણા વિષે આપણે સ્પષ્ટ ધ્યાનમાં રાખવું કે તેનો ભાવાર્થ અવશ્ય

કરીને દ્રવ્ય થતો નથી. આપણી કને એવી કોઇ ચીજ હોય કે જેને સાટે હરકોઇ બીજી વસ્તુ મળી શકે તેને દ્રવ્ય કહેવું એવું આગળ આપણે કહી ગયા. અલબત ઘણું કરીને પૈસાથી હરકોઈ ચીજ મળી શકેછે; પણ હમેશ એમ હોતું નથી. જોઇતી ચીજો ખરીદવામાં જ્યાં લગણ નાણું આપણને કામ લાગે ત્યાં લગણજ નાણું દ્રવ્ય છે. ખરેખરૂં જોઇએ તો નાણું, એ, જુગારની અંદર હોડમાં બકેલા પૈસાને ઠેકાણે મૂકેલાં ચકતાં કરતાં અગત્યનું કે જરૂરનું નથી. આ દરેક ચકતાનું ચોકસ મૂલ બધા રમનારાઓએ આગળથી ઠેરવી મૂકેલું હોયછે.

સિક્કા સિવાય વળી બીજા એક રૂપમાં નાણાં હોયછે. તે નોટ છે. યૂરોપના બધા દેશોમાં નોટોનો વાપર બહુ ચાલેછે; અને ભરતખંડમાં પણ હાલ તેનું ચલણ સાધારણ થઇ પડચું છે. સરકાર તરફથી ઘણું-કરીને એ નોટો ચલાવવામાં આવેછે. એ નોટોનો સાર જોવા જઇએ તો એ હોયછે કે તેમાં લખેલી રકમ જ્યારે માગે ત્યારે અમે (નોટ પાડનારા) આપવાને બંધાઇએ છીએ, એટલે નોટ ચલાવનાર તેમાં લખેલું નાણું ગમે ત્યારે આપવાનો કરાર કરેછે. જેમના નામની તે નોટો ચાલેછે, તેમની આંટ તથા તેમના પ્રમાણિકપણા વિષે લોકનો જેવો મત હોયછે, તે મતપર બેશક આ નોટોનું ખરૂં અથવા બજાર મૂલ કેવળ આધાર રાખેછે. ઇંગ્લાંડ અને ભરતખંડમાં નોટ પર છાપેલી રકમ જેટલું તેનું પૂરેપૂરૂં ઉપજેછે; અને લોક સારી પેઠે, એટલે મનમાં અંદેશો આણ્યા વિના, તેને વાપરેછે.* પણ જ્યાં સરકારની દયાનત બદ હોયછે, અથવા લડાઈ કે

* ગામડા વિગેરેના અજાણ્યા લોક તથા શેહેરમાં પણ ન્હાના દુકાનદારો નોટો લેતા નથી. ભા. ક.

હુલ્લડને લીધે રાજ્યની ઉથલ પાથલ થવાના સંભવ હોયછે, ત્યાં નોટમાં લખેલું મૂલ ઉપજતું નથી. આવા દેશોમાં જેમ રૂપું કે ત્રાંબું નાણાને ઠેકાણે લોક વાપરવાને તૈયાર હોયછે, તેમ આ નોટો વાપરવાને તૈયાર હોતા નથી. પ્રત્યેક દેશમાં નાણાનું ધોરણ કે મુખ્ય પ્રમાણ* કરી રાખેલું હોયછે. ભરતખંડ અને ચીન જેવા કેટલાક દેશોમાં મુખ્ય ચલણી નાણું રૂપાનું છે. ભરતખંડમાં રૂપીઆ ચાલેછે, અને ચીનમાં ડોલર, ઇંગ્લાંડ અને સમૃદ્ધિવાન બીજા દેશોમાં મુખ્ય ચલણી નાણું સોનાનું હોયછે. મુખ્ય ચલણી નાણાંનો અર્થ એવો સિક્કો થાય છે કે જે સિક્કાવડે જાહેર અને ખાનગી તમામ લેણદેણ પતાવવામાં આવેછે. બીજા બધા સિક્કા માત્ર સગવડ સારૂ વાપરવામાં આવેછે, અને તેનું મૂલ મનમાં આવે એટલું નામનું ઠરાવેલું હોયછે. જેમકે ઇંગ્લાંડમાં માગનારની મરજી ન હોય તો અમુક રકમ ઉપરાંતનું દેણું સોના સિવાય બીજા સિક્કામાં દેવાદારથી અદા કરી શકાતું નથી. તેમજ ભરતખંડમાં કોઇ પણ દેવાદારને તેનું કરજ સોનાના સિક્કામાં આપવાની ફરજ પાડી શકાતી નથી, કેમકે દેશનો ચલણી સિક્કો રૂપીઆ છે.

* માપ.

# પ્રકરણ ૩ જું.

## જરૂરની ચીજોના પડતર ખરચ વિષે.

**જરૂર વિના કોઈ વસ્તુનું મૂલ હોઈ શકે નહીં. કિંમતના વધારા ઘટારા વિષે—કિંમત શાથી મુક્કરર થાયછે તે—ભાવ સરખા કરવામાં સારા રસ્તાઓ કેવા ઉપયોગી થઈ પડેછે તે—વસ્તુ બનાવવાનો પડતર ખરચ—નિરખ એટલે મુક્કરર કરેલો ભાવ—કોઈ પણ ધંધામાં કારીગરોને અપાતા રોજના દરનો આધાર લઈને તેમણે બનાવેલી વસ્તુની કિંમત નક્કી થઈ શકતી નથી.**

આપણે જે જે ચીજોની જરૂર હોયછે, તે તે બનાવવાનો ખરચ કેવી રીતે ઉત્પન્ન થાયછે તે વિષે, એ ખરચનો કુલ આંકડો કેવી રીતે આવેછે તે વિષે અને કયા કયા કારણોથી આ ખરચમાં વધારો ઘટારો થાયછે એ વિષે પણ હવે આપણે વિચાર કરીએ. કોઇ વસ્તુને બદલે જે કંઈ આવે તે, તે વસ્તુનું મૂલ છે, એવું આપણે કહી ગયા. એ કહેવાનો અર્થ એજ થાયછે કે કોઈ પણ વસ્તુનો બદલો થઇ શકે ત્યાર પેહેલાં લોકને તે વસ્તુની જરૂર હોવી જોઇએ; કેમકે જરૂર એજ વસ્તુના મૂલનું કારણ છે. વધતી ઓછી જરૂર પ્રમાણે વસ્તુ બહુ કે થોડી મૂલ્યવાન થાયછે. આમાં એ તો સમજીજ લેવાનું છે કે જરૂર પ્રમાણે વેચવાની વસ્તુનું મૂલ વધતું કે ઓછું થાયછે તો-પણ તેનું વજન કે માપ તો એકનું એકજ રહેછે. માટે જેને આપણે

મૂલ જાણીએ છીએ તેની ઉત્પત્તિનું કારણ અસલ જોઇએ તો જરૂરીઆત છે. જેમકે કોઈ ખાટકી બકરાના ગોસનો ટોપલો ભરી બ્રાહ્મણની વસ્તીવાળા ગામમાં વેચવા જાય તો ત્યાં તેના માલનો ખરીદદાર કોઈ તેને નહીં મળે. તે ગામમાં કોઇને તે વસ્તુની જરૂર નથી, માટે ત્યાં આગળ તેનું મૂલ કંઈ નથી. પણ મુસલમાનની વસ્તીવાળા ગામમાં જાય ત્યાં તો તેનો માલ લેનારા ઘણા લોક નિકળે. ત્યાં તે ગોસનું મૂલ થશે. અનાજ, કપડાં કે ઓજાર આપીને લોક તે લેશે; અથવા કિંમત એટલે પૈસા આપીને લેશે. મૂલનું કારણ મેહેનતજ છે એવું આપણે ઉપર કહી ગયા પણ નિરંતર એમ નથી હોતું. કારણ કે હમણા આપણે દૃષ્ટાંત કહી ગયા તે પરથી મનમાં ઝટ ઉતરી જાયછે કે જે ઘણી ખરી વસ્તુઓ મૂલવાળી છે તે બનાવવામાં મેહેનત પડેલી હોયછે તો પણ તે હમેશાં દ્રવ્યમાં લેખાતી નથી. કારણ કે જ્યાં લગણ તે વસ્તુની કોઇને જરૂર પડતી નથી ત્યાં લગણ તેનું મૂલ ઉપજતું નથી. કહેવાનો ભાવાર્થ એ છે કે તે વસ્તુ ખરીદવાને અથવા તેને બદલે બીજી વસ્તુ આપવાને જ્યાં લગણ કોઈ તૈયાર થાય નહીં, ત્યાં લગણ તે વસ્તુ મૂલ વિનાની ગણાયછે.

આપણે જાણીએ છીએ કે કોઇ વસ્તુનો ખપ જ્યારે લોકમાં બહુ જાગેછે, ત્યારે તેની કિંમત ચઢી જાયછે. પણ જ્યારે તેની ખપત કમી થાયછે અથવા બંધ થઇ જાયછે ત્યારે તેનો ભાવ પડી જાયછે. આ નિયમની આપણે બધાને સારી પેઠે જાણ છે; અને સઘળા ધંધા કરનારા અને દુકાનદારો માલની આપ-લેમાં આજ ધોરણપર નજર રાખી ચાલેછે. જ્યારે કોઇ વસ્તુનો બહુ ખપ જાગેછે ત્યારે તેની આવક ઘણુંકરી પુષ્કળ થાયછે. કારણ કે તે વસ્તુ બનાવનારા એક-

દમ મંડી પડેછે, અને તેથી તેની છત ખુબ થઇ જાયછે. જેમકે કોઇ વર્ષ જ્યારે ઓછું પાકેછે અથવા પાકતું નથી ત્યારે અનાજનો ભાવ ચઢી જાયછે. આવે સમયે પરગામથી દાણા લઇ આવવામાં લાભ છે એમ સમજી લોક તેમ નથી કરતા ત્યાંસુધી ભાવ વધ્યા જાયછે. બહારનું અનાજ આવ્યા પછી વેપારી એક તુએ થઈ ભાવ ઊંચો ને ઊંચો નહીં રાખે તો દાણાની પીઠ એકદમ ઉતરી જાયછે. તેમજ આપણે જાણીએ છીએ કે દેશમાં વર્ષ સારૂં પાક્યું હોય તો અનાજના ભાવ મોળા પડી જાયછે. એમ થવાનું કારણ એજ છે કે દરેક જણની પાસે અનાજ વેચવાનું બહુ હોયછે, પણ કોઇને લેવાની ગરજ નથી હોતી. ખરેખરો વિચાર કરીએ તો દાણાનો ખપ નથી; કેમકે બધાની કોઠીએ કણ હોયછે. પણ આપણે જોઇએ છીએ કે આવે વખતે ભાવ ઘણા દિવસ લગણ નરમ નથી રહેતો. જ્યાં આગળ પૂલવાલા રસ્તા અને લોઢાની સડકો હોયછે ત્યાં ખાસ કરીને લાંબી મુદ્દત લગણ ભાવની મંદી રહેતી નથી. કેમકે જ્યાં અનાજની મોંઘવારી હોયછે, એટલે ભાવ તેજ હોયછે, ત્યાં થોડે ખરચે સેહેલાઇથી એ ધાન્ય લઈ જાયછે. પાકા રસ્તા અને લોઢાની સડકથી ઘણા મ્હોટા ફાયદા થાયછે. તેમાંનો આ પણ એક છે કે અનાજ અને બીજી ચીજોની છત સડકપર આવેલી જગ્યાઓએ સરખી થઇ જાયછે. જ્યાં અછત હોયછે ત્યાં આ રસ્તે થઇ અનાજ થોડે ખરચે લઇ જાયછે. જ્યાં તે સોંઘું હોયછે ત્યાંથી વેપારીઓ તેનો ઉપાડ કરેછે. ભરતખંડમાંનો કેટલોક પ્રદેશ એવે ઠેકાણે આવેલો છે કે ત્યાં આગળ એક વખત એટલી સસ્તાઇ થઇ ગઇ કે ઘઉં ખેતરમાં ને ખેતરમાં પડ્યા સડી ગયા, કારણ કે તેનો

ખરીદદાર કોઇ મળ્યો નહીં. તેમજ વળી બીજે ઠેકાણે જઇ વેચવાને લઇ જવાનાં સાધનો પણ ન હોતાં. આથી આપણને માલમ પડેછે કે બે ઠેકાણાનાં લોકને નુકશાન ખમવું પડયું. જેમણે તે અનાજ ઉગાડી પોતાના પૈસા અને મેહેનત નકામાં ખોયાં અને દૂરની જગાએ જેઓ ધાન્ય વિના અડધા ભૂખે મરી ગયા તે બેઉને હાની થઇ.

આપણે મુખ્ય કરીને જમીનમાંથી નિકળેલી અને તેમાં પાકેલી ચીજોની જરૂર પડેછે, માટે તે વસ્તુઓના મુલનો સવિસ્તર વિચાર આપણે પ્રથમ કરીએ. આ જાતની ચીજોની અંદર ખેતરમાં નિપજેલી વસ્તુઓજ માત્ર આવી જાયછે એટલુંજ નહીં પણ બીજી કેટલીએકનો તેની માંહે સમાવેશ થાયછે. જંગલની પેદાશ, પથ્થર, ધાતુઓ, રંગાટના પદાર્થો ઇત્યાદિક જે કંઈ વાનાં પૃથ્વીમાંથી ખોદી કાઢેલાં હોય તે બધાંને આપણે એ જાતીમાં ગણીએ છીએ. હવે આપણે દૃષ્ટાંતને સારૂ મણ ઘઉં નિપજાવવાના પડતર ખરચની તપસીલ કાઢીએ. પાછળ આ વાત જણાવી છે કે કોઇ પણ ધાન્ય ઉત્પન્ન કરવાને જમીન, મજૂરી અને મૂડી એ ત્રણનો આપણે ઉપયોગ કરવો પડેછે. માટે પ્રથમ તો એક મણ ઘઉંપર જમીનનું ભાડું અથવા ગણોત ચડવાનું. એમાં ખેતરમાં મજૂરી કરનારાનો રોજ ઉમેરવો પડશે; એટલે કે ખેતરમાં કામ કરનારાની ખોરાકી પોશાકીનો ખરચ તે પર ચડવાનો. ત્રીજો ચડાવો ખેતીમાં નાખેલી મૂડીના વ્યાજ અથવા નફા ખાતેનો થવાનો. આપણે પ્રથમ કહી ગયા કે આ મૂડી બે સ્વરૂપમાં હોયછે. યાકે બી, ઓજાર, ઢોર ઇત્યાદિકના રૂપમાં હોયછે, કે તે વાનાં ખરીદવાને બની આવે માટે નાણાના સ્વરૂપમાં હોયછે. ગમે તે આકારમાં એ મૂડી હશે તો પણ ઓજારો

વપરાયાં અને ઘસાયાં તેની કસર કાઢવા તથા બી વપરાયું તેનો બદલો ચઢાવાસાથે લેવાને કંઈ ચડાવવું જોઇએ. આનો જે આંકડો થાય તે ગણોત અને મજૂરીની રકમ જોડે મૂકવો. આ બધાનો સર્વાળો કરીએ ત્યારે ઢગલે* ઘઉંની પડતર કિંમત આપણી પાસે આવેછે. આ પછી ખેડુતને અથવા જથાબંધ વેપારીને વેચવા માટે તે ઘઉં શેહેરમાં લઇ જવા પડેછે. આ લઈ જતાં કંઈ બેસેછે. તેનો પાછો ચડાવો થાયછે. પછી જથાબંધવેપારીનો નફો ચડેછે. એ વેપારી કનેથી છુટક વેચનાર લેછે, અને તે પોતાનો નફો ચડાવેછે. જ્યારે આટલી બધી તપસીલ આપણે એકઠી કરિયે છિયે ત્યારે ઘઉંના બધા ખરચનો કુલ આંકડો આપણી કને આવી જાયછે. અર્થાત ઘઉંનો બજાર ભાવ આપણી પાસે હવે આવ્યો. પણ કેટલાએક કારણોને લીધે આ બજાર ભાવ બહુ ચડી જાય કે ઉતરી જાય. એ કારણો સમજવાને એમ ધારો કે આ ઘઉં બહુ કસદાર ભૂમીમાં પાકેલા છે. તે જમીન એવી તો કસદાર છે કે પાડોશના ખેતરમાં વિંઘે જે પાક ઉતરે છે તેનાથી બમણો આ ઘઉંવાળા ખેતરમાં થાયછે. એ પ્રમાણે છે ત્યારે તો આ કસવાળી જમીન ખેડનારને પોતાના પાડોશીથી અડધી કિંમતે પોતાના ઘઉં વેચવા પરવડશે; કારણ કે તેના પાડોશીના ઘઉં નિર્માલ્ય જમીનમાં પાકેલા છે. પણ એમ ન સમજવું કે તે અડધી કિંમત લઈ વેચશે. જેટલો ઉંચો ભાવ આવી શકતો હશે તેટલો લઈ તે આદમી પોતાના ઘઉં આપશે: અર્થાત તેના પાડોશીને જે ભાવ લેવાની જરૂર પડેછે, તે ભાવ એને ઉપજશે. આથી ઘઉં થતાં જે ખરચ તેને પડ્યો હશે તેનાથી બલકે બમણું એને આવશે. આ દૃષ્ટાંતનો સારાંશ એ છે કે હલકી પ્રતની જમીનમાં ઘઉં કરતાં જે

*ખેતર અથવા ખળાંમાં સાફ કિધેલા ઘઉંનો ઢગ.

ખરચ પડચો હોયછે તેપર વેપારી પોતાનો નફો ચડાવે છે. આ પછી જે આંકડો થાયછે તે ઘઉંની કિંમત ઠરેછે.

આપણે આપરથી સમજાય છે કે ખેતીની નિપજના ખરચનો આંકડો કેવી રીતે મુકરર થાયછે. ઉત્તમ પ્રતની જમીનમાં લાગેલા ખરચપરથી તે બાંધવામાં નથી આવતો, પરંતુ સૌથી હલકી પ્રતની જમીનમાં નાખેલી મુડી ઉપરથી નિપજનો ખરચ કાઢવામાં આવેછે. ઘઉંના ભાવ કેવી રીતિ વધી જાયછે એ ઉપરની કલમમાં કહેલી હકીગતથી સમજાયું હશે. હવે તે કેવી રીતે ઊતરી જાયછે તેનો આપણે વિચાર કરીએ. બીજે ઠેકાણે ઘઉં સસ્તા હોય અને ત્યાંથી થોડે ખરચે અણાય એવી રસ્તાની સગવડ હોય તો ભાવ બદલાઈ ઘટી જશે. એ વાત સ્પષ્ટ કરવા આપણે દૃષ્ટાંત લઈએ. જે ઘઉંની વાત આપણે પાછળ કરી ગયા તે ઘઉં ધારો કે ભાવનગરમાં વેચાયછે. વઢવાણમાં તેજ જાતના ભાવનગરથી ઘણા સસ્તા મળેછે. હવે એ બે શેહેરો વચ્ચે આગગાડી છે, માટે વેપારીઓ વઢવાણથી થોડે ખરચે ભાવનગર ઘઉં લાવી શકેછે. આમ થવાથી ભાવનગરના બજારમાં ઘઉંના ભાવ ફરી જશે અને માલની છત ઘણી થઈ જાય તો ઘઉંના ભાવ બહુ ઘટી જશે. આમ બને ત્યારે તો સારી જમીન ખેડનારને માલમ પડશે કે મારે મારા ઘઉં બહુ જુજ નફો ખાઈ અથવા નફા વિના વેચવા જોઈએ. પરંતુ તેના પાડોશીને તો ખોટ ખાઈ વેચવા પડશે, અગર નહીં તો ભાવની તેજીની વાટ જોયા કરવી પડશે; કેમકે તે ઘઉં હલકી પ્રતની જમીનમાં થયેલા છે અને તેથી તેમાં ખરચ વિશેષ લાગેલો છે. પણ દેશ વિસ્તીર્ણ હોય ત્યારે એમ વાટ જોઈ બેસી રહેવું નથી પડતું. મ્હોટા વિશાળ અને આબાદ દેશમાં ઘણું કરીને આવી રીતે બનેછે. તેમાં ચપલા ધાન્યનો અને

ખપનો વિચાર કરતાં આપણે જાણી શકીએ છીએ કે લોઢાની સડક અને સારા પૂલવાળા પાકા રસ્તાઓને લીધે **અનાજના ભાવ બધે સરખા થઈ જાયછે.** લઈ જવા લાવવાની આવી સગવડ હોયછે ત્યારે અનાજ ઝડપથી સોંઘામાં લઈ જવાયછે. આનું ફળ એ થાયછે. એક વેળાએ કોઈ પણ બે જગ્યાએ ભાવમાં ઘણો ફેર હોતો નથી. તેમજ વળી એકની એક જગ્યાએ એક વખતે બહુ મોઘું અને બીજે વખતે ઘણું સસ્તું એમ થતું નથી. આનો ફાયદો એ થાયછે કે લોકને અનાજની ફિકર રહેતી નથી. તેઓ ચેનથી દાહાડા કાઢી શકેછે. ખોટની ધાસ્તી ખાધા વિના વેપારીઓ ખૂબ લે વેચ કરી શકેછે. પણ સડકો જેવાં બાંધકામના ફાયદા અને પરીણામોનો વિચાર આ પ્રસંગે મોકુબ રાખી તે વિષે આપણે આગળ કહીશું.

વસ્તી વધેછે ત્યારે ધાન્યના ભાવ ચડેછે; તેમજ વસ્તી ઘટેછે ત્યારે ભાવ ઉતરી જાયછે. બધાનું પેટ બરોબર ભરાય એટલું અનાજ ન હોય, અર્થાત વસ્તી ઘણી હોય અને તે બધોનું પૂરૂં થવા જેટલું ધાન્ય નથી હોતું, ત્યારે રોટલા ખરચ બેશક વધી જાયછે. આવે વખતે આગગાડી દુરથી અનાજ લાવવામાં સાહ્યભૂત થાયછે એટલુંજ નહીં પણ ફાલતુ વસ્તી એટલે રોજી વિના બેસી રહેલા લોકને આબાદ પ્રદેશમાં લઈ જાયછે. આપણે બે વાત ધ્યાનમાં રાખવી એ જરૂરનું છે: માણસને ધાન્યની ગરજ સૌથી પ્રથમ હોયછે, તથા ધાન્ય મોઘું હોય છે ત્યારે પોતાની બીજી તંગીઓ કોરણે રહેવા દેછે. જેમકે જ્યારે વર્ષ સારૂં પાક્યું ન હોય ત્યારે લોકમાં કપડાંનો, મરીમસાલાનો અને બીજી એવી ઉપલક મોજ શોખની વસ્તુઓનો ખપ ઓછો થાયછે. મોઘવારીના પ્રમાણસર એવી ચીજોનો ખપ કમી થાયછે. એટલે સોંઘવારી હોયછે ત્યારે

એવી વસ્તુઓ લોકમાં ઘણી ખપેછે. જ્યારે મોંઘવારી હોયછે, ત્યારે તે વસ્તુઓની ખપત છેક ઘટી જાય છે. જ્યારે કોઇ પણ વસ્તુ બહુ ખપતી નથી ત્યારે તેનું મુલ ઘટેછે. એ માટે જ્યારે અન્ન મોંઘું હોયછે ત્યારે કાપડ મોંઘું થાયછે, ને બીજી બધી ચીજો પણ એજ પ્રમાણે સસ્તી થાયછે. જ્યારે અનાજના ભાવ સસ્તા થાયછે ત્યારે ખેતી કરનારનો નફો ઘણો ઘટી જાયછે. આવા સોંઘવારીના વર્ષમાં નબળી જમીનની ખેતી કરવી લોકને પરવડતી નથી. ઘઉં અને બીજાં ધાન્યોના ભાવ સારી પેઠે તેજીમાં હોયછે ત્યારેજ હલકી પ્રતની જમીન ખેડવામાં નફો પડેછે.

ખેડુતના નફાની બાબતમાં આપણે આટલી વાત વળી લક્ષમાં રાખવી જરૂરની છે, કે, અનાજનો ભાવ અને ખેતરમાં પાકેલી બધી વસ્તુનો ભાવ એટલો હોવો જોઈએ, કે, તેમાંથી ખરચ કાઢતાં ખેડુતને ભાગે યોગ્ય નફો રહે. સામટાં કેટલાંક વર્ષની સરાસરી લઇએ તો આપણને માલમ પડેછે કે એ ભાવ તેટલો હોયજ છે. એ પ્રમાણે ભાવ ન આવતો હોય, અર્થાત ખેડુતને ખોટ ખાઈ પોતાના દાણા વેચવા પડતા હોય, ત્યારે તો ધીમે ધીમે ગામના ગામ ઉજડ થઈ જાય. કોઇ કોઈ વખત એમ ગામો ઉજડ થતાં આપણી નજરે પડેછે. એ થવાનું કારણ એજ છે કે ખેડુતને ખેતી કરવી પાલવતી નથી. પણ જ્યાં રાજ્યની વ્યવસ્થા સારી હોયછે ત્યાં આમ ભાગ્યેજ બનેછે. ખેતીમાં ખોટ જવાથી અથવા બીજા કાંઈ કારણને લીધે ખેડુતને હેરાન ગતી પહોંચવાના ચાળા જણાયછે ત્યારે રાજ્યકર્ત્તા કે જમીનદારો પીડા ટાળવાનો ઘણું કરી આ પ્રકારે ઇલાજ કરેછે. તેઓ ગણોત કમી કરેછે અથવા તો સારો કાળ આવતાં લગણ વસુલ લેવાનું મુલતવી રાખેછે. આમ વર્ત્તવામાં ગરીબ પ્રત્યે તેઓ પોતાની ફરજ

બજાવી જાતનો સ્વાર્થ પણ જાળવે છે, કેમકે એકુતને બીજે ઠેકાણે વસવા જતાં અટકાવવામાં તેમને પોતાનેજ લાભ છે.

અનાજના ખરચનો આંકડો બાંધવામાં આપણે જે જે વિચારો કરી ગયા તે બધાએ કારીગરીની વસ્તુઓને પણ લાગુ પડેછે. જમીનમાંથી ખોદી કાઢેલા લોઢા જેવા સ્વાભાવિક પદાર્થો, અથવા રૂ, શેરડી જેવા વાવીને નિપજાવેલા પદાર્થોની પર મેહેનત કરી વસ્તુઓ બનાવવામાં આવેછે. એ હાથથી બનાવેલી અથવા કારીગરીથી કરેલી ચીજો કહેવાયછે. એમને બનાવવાના ખરચનો અડસટ્ટો કાઢવામાં અનાજની પડતર કિંમત વિષે આપણે જે કહી ગયા તે લાગુ પડેછે. જેમકે રૂમાંથી બનાવેલા કાપડના ખરચનો, શેરડીમાંથી કરેલી ખાંડના તથા જે જે વસ્તુ વાપરવા યોગ્ય કરવામાં માણસને મેહેનત પડેછે, તે તે વસ્તુના ખરચનો વિચાર કરવામાં આપણે કહી ગયા તે બધું લક્ષમાં લેવાનું છે. પણ આવી વસ્તુઓની કિંમત વિચારવામાં બીજી કેટલીક વિશેષ બાબતો નજરમાં રાખવાની છે. બે જાતનો ખરચ મળી કારીગરીની વસ્તુની કિંમત થયલી હોય છે. જે સ્વાભાવિક ચીજમાંથી મેહેનત કરી તે બનાવવામાં આવેછે તે ચીજ જમીનમાંથી નિપજાવતાં થયલો ખરચ તે એક. બીજો ખરચ કારીગરના રોજ ઈત્યાદિકનો છે. આમાં પેહેલો કહ્યો તે બહુ જુજ હોયછે. જેમ ધારો કે એક ગજ કાપડના બે આના બેસેછે. હવે આ બે આનામાં ખરેખરી રૂની કિંમત જોઈએ તો માત્ર અરધો આનો હોયછે; એટલે આખી કિંમતનો ચોથો ભાગ થયો. બાકીનો જે પોણો ભાગ અથવા દોઢ આનો રહ્યો તે કાપડ બનાવવાના ખરચ ખાતે જાયછે. એ દોઢ આનાની યોજના આ પ્રમાણે હોયછે. સૂતર કાંતનારની મજુરી, વણકરની મજુરી તથા શાળ વિગેરે બનાવવામાં

નાખેલી મૂડીનું વ્યાજ અને કાપડ બનાવનારનો નફો ઇત્યાદિક વાનાં દોઢ આનામાં આવેછે. આપણે કહી ગયા કે કિંમતના ચોથા ભાગ જેટલા માત્ર રૂના દામ પડેલા હોયછે. આપરથી આપણે સમજી શકીએ છીએ કે રૂની કિંમત ઘણી ચડી જાય અથવા ઉતરી જાય તો પણ કાપડની કિંમતમાં બહુ ફેર પડશે નહીં. માનો કે રૂનો ભાવ સેંકડે ૨૫) ટકા ચઢી ગયો હોય તોયે પણ કાપડના ભાવમાં દશ ટકા સેંકડે ભાગ્યેજ ચડશે. કારણ કે વણાટ વિગેરેનો ખરચ તો રૂ મોંઘું હોય કે સોંઘું તોપણ તેટલો ને તેટલોજ રહેશે, અને ઘણુંકરીને રહે પણ છે.

આપણે કહ્યું કે રૂ સોંઘું હોય કે મોંઘું તોપણ કાપડ બનાવવાનો ખરચ ઘણુંકરીને એટલોજ રહેછે. એનો ખુલાસો એ સમજવાનો છેકે હાથથી અથવા સંચાથી બનાવેલા માલનો ખપ જાગેછે ત્યારે હમેશ તે માલ બનાવવાનો ખરચ વધશે એવું સંભવતું નથી. એ વાત આપણે દાખલાથી સ્પષ્ટ કરીએ. એમ માનો કે મ્હોટું એક નગર છે, અને વર્ષાઋતુમાં અથવા વર્ષના છ મહિના લગણ બીજા શેહેરો સાથે તેને વ્યવહાર બંધ થઈ જાયછે. તેમાં રૂ ઘણું ભરેલું છે, અને કાપડ બે આને ગજ વેચાયછે. હવે ધારો કે શેહેરના રાજાએ એવો ઠરાવ કર્યો કે મારા આખા લશ્કરને એકદમ નવાં કપડાં સીવડાવી આપવાં. માટે રાજાને એ કારણસર કાપડ ઘણું જોઈએ છે. હવે બજારમાં રૂ તો ઘણું છે, તે છતાં આટલું બધું કાપડ જોઇએ છે એ વાત સાંભળી રૂના વેપારીઓ તેનો ભાવ થોડો ઘણો ચડાવી દેશે. તોયેપણ આપણે કહી ગયા તે પ્રમાણે તો રૂનો ભાવ આમ ચડી ગયો તેથી કાપડના ભાવમાં બહુ ભારી ફેર નહીં પડે, પણ રાજાને કાપડ ઘણું જોઇએ છે એ વાત જેવારે બહાર

પડી તે વારે બજારમાં જોઇતી જાતનો માલ થોડો હોવાને લીધે તથા રૂના ભાવ ઊંચકાયા તેને લીધે કાપડીઆ તે પર એકદમ ચડાવો કરી દેશે. જાણો કે પેહેલાં બે આને વેચતા તે હવે ત્રણ ગજ વેચેછે. આપણે એમ ધારીએ કે બજારમાંની માલની સીલીકથી રાજાનું સેહેજસાજ પુરૂં થયલું, માટે શેહેરમાંના બધા વણકરો જોઇતો માલ તૈયાર કરવા એકદમ મંડી પડ્યા. હવે નવા કાપડની પેહેલવેહેલી જે ગાંઠડીઓ બહાર પડશે તેનો ભાવ બે આનાથી કદાચ વધુ ઉપજશે. પણ રાજાની તરફથી પેહેલી ખરીદી ચાલી તેવારે તૈયાર માલનો જેટલો ભાવ આવ્યો તેટલો બધો આ નવા માલનો નહીં ઉપજે. કારણ કે શેહેરમાંના કારીગરો કાપડ તૈયાર કરવા મંડેલા છે તથા પોતાનો માલ ખપાવવાને સારૂ તેમને છેવટે ચરસા ચરસી કરી ભાવ ઉતારીને આપ્યા વિના છૂટકો નથી એ વાતની જાણ બધાને હોયછે. જ્યારે કપ્પડ બે આને ગજ વેચાતું ત્યારે વણકરો રોજ દશ ઘડી કામ કરતા. પણ આ જાસ્તી ખપ જાગ્યો તે પૂરો પાડવા હવે કદાચ વિશ ઘડી કામ પર બેસશે. અને તેથી તેઓ ભારે રોજની ઉમેદ રાખશે. તેમજ પોતાને ત્યાં રહેનારા મજુરોને પણ તેઓ જાસ્તી મજૂરી આપશે. આ કારણોને લીધે પ્રથમ તો કાપડની કિંમત ગજે બે આના ઉપરાંત રહેવાનો સંભવ થશે.. પણ થોડી દરમ્યાનમાં કાપડ એટલું બધું તૈયાર થઇ બજારમાં આવશે કે વણકરો પોતાના માલનો નિકાલ કરવાને આતુર થઈ જઈ હલકે ભાવે આપવા ખુશી થશે. આ વેળાએ, એટલે માલની છત બજારમાં ઘણી થઈ ગઈ તે વારે, પેહેલાની પેઠે ભારી રોજ વણકરો માગશે નહીં. તેમજ પોતાના મજૂરોને આપશે પણ નહીં. આથી કાપડનો ભાવ હમેશા જેટલો થઈ જશે; અથવા તો કાપડ બનાવવાના ધંધામાં જેટલો નફો મળવો

યોગ્ય હોય તેટલો રહે તેટલે લગણ તેની કિંમત ઉતરી જશે. જો આના કરતાં પણ ભાવ નીચો બેસી જાય તો માણસો કાપડ બનાવતાં બંધ પડી જે ધંધામાં વધારે કમાઈ હશે તે ધંધો કરવા મંડી પડશે.

આપણે સારી પેઠે લક્ષમાં રાખવું કે માલની કિંમત યોગ્ય નફા કરતાં જાસ્તી કે કમી ક્વચિતજ થાયછે. લોકમાં ચાલતી કહેવત કહીએ તો **કારીગરનું પેટ ભરાય** તેથી ઓછો કે વધતો ભાવ કદાચિતજ રહેછે. જો ભાવ ચડી જાયછે તો બીજા એકદમ ઉપરા ચાપરી તે માલ બનાવવાનો ધંધો લઇ બેસેછે. આથી માલનો ભાવ ઉતારપર આવી જાયછે. પેટનું પુરૂં એ થાય નહીં એટલું ઓછું આવેછે ત્યારે માલ બનાવતાં કારીગરો બંધ પડે છે. આ નિયમ આપણે કહ્યો તે બધો જમીનની નિપજના ભાવને લાગુ પડતો નથી. તેનું પેહેલું કારણ એ છે કે ધાન્ય ઇત્યાદિક થાય એવી જમીનનો વિસ્તાર બેહદ હોતો નથી. માટે તેનો પાક પણ હદ ઉપરાંત થઇ શકતો નથી. બીજું કારણ એ છે કે તે કરવાની યોગ્ય ઋતુઓ અમુકજ હોયછે. વાસ્તે અનાજ જેવી જમીનમાં થનારી ચીજોનો ખપ વધેછે તે વારે તેમનો ભાવ ચડેછે. જેમ જેમ ખપ વધેછે તેમ તેમ ભાવ વધ્યો જાયછે. છેવટે જ્યારે ખપ ઘટી જાયછે કે બંધ પડેછે ત્યારેજ ભાવ ઉતરવા માંડેછે. કેમકે આપણે કારણો કહ્યાં તેમને લીધે અનાજ જેવા પદાર્થોની છત વધારી શકાય એવું હોતું નથી. આ માટે દુકાનદારો ભાવ જાસ્તી લેવાનાજ. જે લોકોને તેનો ખપ છે તેમને લેવાનું પરવડશે ત્યાં લગણ ભાવ ચડયા કરવાના. જ્યારે વાપરનારાને લેતાં પાલવતું નથી અને તેથી ખપ ઘટી જાયછે ત્યારેજ ભાવ ઉતરવા માંડેછે.

ભરતખંડમાંનાં શેહેરોમાં નિરખ અથવા ભાવની યાદ બહાર પાડ-

વાનો ચાલ છે તે વિષે અહીં કંઈક કહેવું જરૂરનું છે. આ ચાલથી વસ્તુઓની પડતર કિંમત ઠરાવવાની કોશીશ કરવામાં આવે છે; એટલે વસ્તુમાં ખરચ મૂળ વધારે પડયો હોય તો પણ નિરખ બાંધવાથી ધણીને ઓછું મળેછે. યુરોપખંડમાં તો કોઈ નિરખનું નામ પણ જાણતું નથી. તેમ ત્યાં તેની કંઈ જરૂરએ હોતી નથી. પૃથ્વીના એ ભાગમાં વેપારિઓની એટલી બધી ચરસા ચરસી હોયછે તથા વેપારની બાબતમાં એટલું બધું સ્વતંત્રપણું લોકને હોયછે કે સરકારી અમલદારો ભાવ ઠરાવે તો તે એક કોરે નકામા પડી રહે. ત્યાં લોક એટલા બધા સ્વતંત્ર હોયછે કે વેચનાર અને લેનાર કોઈ તે ભાવને જરાએ લેખવે નહીં. ભરતખંડમાં એ ધારો બહુ જૂના વખતનો છે, તથા કેટલીક રીતે વેચનાર ને રાખનાર બેઊને કામનો થઈ પડયો છે, અને હાલ પડેછે; ખાસ કરીને ખાનપાનની વસ્તુઓમાં એ ધારો ઘણોજ ઉપયોગી થઈ પડયો છે. આ નિરખના ધારાથી દુકાનદારોને લાગેછે કે આપણેમાં સીપાઈઓ અને અમલદારો અમારાપર જુલમ ગુજારી શકતા નથી. તથા તેમજ ગરીબ ગુરબાં અને અજ્ઞાની લોકને લોભી વેપારી છેતરી શકતા નથી. તોપણ સારી સરકારના અમલમાં એ ધારો રદ કરવો ઘટેછે. કારણ કે નિરખનો ચાલ ન હોત ને જે ભાવ રહેત તેનાથી હાલ ચઢતા થવાનું વલણ કરેછે. તેનું કારણ એ છે કે દિવસે દિવસનો ભાવ કરવાનું વેપારીના હાથમાં હોય તો જે નફો લઈ તે ખુશી થાય તે નફાથી વધુ, નિરખની યાદીમાં તેને ચડાવવો પડેછે; કેમકે આટલી મુદત સુધી પ્રમાણે ભાવથી આપીશ એવી રીતે બંધાઈને વેપારીને કબુલત આપવી પડેછે, માટે બજારની રૂખ બદલાવવાથી પોતાને જે ખોટ જવાનો સંભવ રહે છે તે ખોટની કસર કાઢવાને તે ભાવ વધારે મૂકે છે. આ ધારાથી દુકાનદા-

રોના એક સંપના દુઃખમાંથી લોકનું કોઇપણ રીતે ખરેખરૂં રક્ષણ થતું નથી. એથી તો ઉલટો તે સંપ કાયમ રહેછે. જેવો હોવો જોઇએ તેવો ભાવનો દર ખરેખરો રાખવાનો ઇલાજ તો એજ છે કે આપનારૂ લેનારને છુટ્ટા મૂકવાં. એટલે સરકારે ભાવ ઠરાવવામાં પોતાની સત્તા વાપરવી નહી. છત ખપ પ્રમાણે વેપારની રૂએ ભાવ ચડે કે ઊતરે તો તેમ સરકારે થવા દેવું. વળી ખરા ભાવ ચલાવવાનો બીજો ઉપાય એ છે કે લોઢાની સડકો, પાકા રસ્તા અને નેહેરો ઇત્યાદિક બાંધી લઇ જવા લાવવાના સાધનોને ઉત્તેજન આપી સગવડ કરી આપવી.

હાથ અથવા સાંચાની મદદથી બનાવેલા માલની કિંમત હવે આપણે વિચારીએ. કામે વળગેલા મજૂરોને જે રોજ આપવો પડતો હોયછે, તે રોજના દર પરથી વસ્તુના પડતર ખરચનો અડસટ્ટો કાઢવામાં નથી આવતો. જેમ ભરતખંડમાં ઉત્તર ભણીના પ્રાંતો કરતાં મુંબઇમાં કડીઆને બમણો રોજ મળેછે. એમ છતાં એ પૂલ કે મકાન બાંધવાનો ખરચ દિલ્હી કરતાં મુંબઇમાં બમણો પડતો નથી. એનું કારણ એ છે કે ઉત્તર ભણીના કરતાં મુંબઇના કડીઆ હુશીઆર અને જોરાવર હોયછે; માટે કામ પણ જાસ્તી કરી શકેછે, અને જાસ્તી કામ કરી શકેછે તેથી તેમને વધુ રોજ ઘટેછે. તેમજ જો ઇંગ્લાંડ અને ભરતખંડ સરખાવીએ તો આપણને માલમ પડેછે કે હરકોઈ ધંધાના કારીગરને ભરતખંડમાં જે રોજ મળેછે તેનાથી ઇંગ્લાંડમાં ચાર કે પાંચ ગણો વધુ મળેછે. તોયેપણ ઇંગ્લાંડ કરતાં ભરતખંડમાં કામ સસ્તું પડતું નથી. આ ભારી રોજનું કારણ એ છે કે વિલાયતી કારીગરો અહીંના કરતાં હુશીઆર હોયછે; તથા તેઓ સારા મકાનમાં વસી ખોરાકી સારી ખાયછે. આમ સારી

પેઠે બાઇ પી સારા ઘરમાં રહેવાનો તેઓએ નિશ્ચય કરેલો હોયછે. વાસ્તે એટલા ખરચ જેટલું પોતાના ગામમાં નથી મળતું ત્યારે તુરત તેઓ બીજે ઠેકાણે જાયછે. પરંતુ એ વાત ખરી છે કે ભરતખંડમાં તેમ કરવાની સગવડ નથી. માઠા ભાગ્યે જ્ઞાતિબંધ અને ધંધાના મામુલ ચાલને લીધે કારીગરના પગ એકજ જાતના ધંધામાં બંધાયલા રહેછે. જેમકે સુથારનો રોજગાર લુહાર નથી કરી શકતો; લુહારનો ધંધો મોચીથી નહીં થાય. વળી કારીગરો જે ગામમાં જન્મેલા હોયછે ત્યાંથી દૂર ઠેકાણે જવાનું તેમને કહ્યું હોય તો મહાન કઠાવતે માનેછે. પરંતુ આ બધા વેહેમ રફતે રફતે બેમાલુમ થતા દેખાયછે. અને ભરતખંડના કારીગરો પણ વિલાયતની પેઠે જ્યાં સારી કમાઈ હોયછે ત્યાં આતુરતાથી જાયછે એવું થોડા દિવસમાં આપણી નજરે પડશે.

---

# પ્રકરણ ૪ થું.

## વ્યાજ અને નફો.

**વ્યાજનો દર નક્કી કરનારાં કારણો—પૈસા પાછા આવવાની ખાત્રી જેમ ઓછી તેમ વ્યાજનો દર ભારી—તેમજ રાજ્યની વ્યવસ્થા જેટલી ખરાબ તેટલી સલામતી ઓછી—વ્યાજના દર પર વ્યાપારની સ્થિતિની અસર—નફાની વ્યાખ્યા—અને ભારી તથા થોડા નફાનાં કારણો.**

હવે આપણે બે બાબતોનો વિચાર ચલાવીએ છીએ. એ બેઉ દરેક જણને ઘણી કામની છે. પેહેલાં આપણે વ્યાજના દરની વાત કરીશું. તે પછી ધંધા માત્રના નફાનું વિવેચન કરીશું. કરજે કાડેલા નાણાના વ્યાજનો દર જેથી બંધાયછે તે કારણો ભરતખંડના ગરીબો જરા સમજતા નથી. આ તેમનું કમનસીબ છે. ખરૂં જોઈએ તો શ્રીમંત લોકને પણ તે વિષેની માહીતી ઘણી કમી છે. તેથી તે વિષે લખતાં અને બોલતાં માઠી ભુલો થયલી આપણા જોવામાં આવેછે. પૈસા ધીરનારાવિષે ઘણા ખરા લોકનો સામાન્ય વિચાર જોઈએ તો એ નિકળેછે કે આપલેમાં બીજા ધંધાધારી કરતાં વ્યાજવટેતર કરનારા લોભી હોયછે, તથા તેમનાં હૈયાં કઠોર હોયછે. આ મત એટલો બધો વજનદાર થઈ પડ્યો છે કે સરકારે વ્યાજ ખોરી, એટલે ગેર-વાજબી ભારે દર, અટકાવવાની ખાતર થોડા વખતપર કાયદો બાંધ્યો છે. અર્થાત, કરજે કાડેલાં નાણાના વ્યાજનો દર લેવામાં જે ભારી જોરજુલમ સાહુકાર કરેછે તે જુલમ અટકાવવાને સારૂ સરકારે

કાયદા કર્યાં છે. પણ ડાહ્યા સમજુ માણસો એ વિચારના નથી. કેમકે હવે લોકને સમજ પડી છે કે જે કારણોથી વેપારમાં કોઈ પણ વસ્તુના ભાવ ચડી જાયછે તે કારણોથી વ્યાજનો દર ચડી જવાના કારણો જૂદાં હોતાં નથી. પ્રસંગે તે જૂદાં હોયછે, પણ તેવો પ્રસંગ કદાચિત આવેછે. જેમકે, ખપ વધુ જાગવાથી અથવા બીજા કોઈ કારણોને લીધે પગારખાંનો ભાવ ચડી જાયછે તો તે વાસ્તવિક ગણાય છે. તેમજ વ્યાજનો દર ભારી થાય તો તે પણ વાસ્તવિક ગણાવવો જોઈએ. વારંવાર દર વધેછે, તેનાં યોગ્ય અને વાસ્તવિક કારણો હોયછે. એ વાતની હવે લોકને સ્પષ્ટ સમજ પડવા માંડી છે. ત્રણ મુખ્ય કારણો-પરથી દેશમાં વ્યાજનો દર બંધાયછે:—

૧ લું—કરજે આપેલાં નાણાં પાછાં મળવાની ખાત્રી.

૨ જું—બજારમાં ધીરનારને ત્યાં નાણાની છૂટ અથવા તાણ.

૩ જું—વેપાર અને ખેતીની સામાન્ય સ્થિતિ.

જો સ્થિતિ સારી હોય તો મૂડી અથવા સંઘરેલા નાણાનો ખપ બહુ હોયછે. પણ જો એની હાલત ખરાબ હોય છે તો મૂડીની જરૂર પડતી નથી અને તેથી નાણાની છોળ ઊછળી રહેછે.

પેહેલું કારણ સમજતાં કંઈ મુશ્કેલી પડે એમ નથી. દુનીઆમાં બધાને ખબર છે કે **જેમ પૈસા પાછા પામવાની ખાત્રી લુલી તેમ વ્યાજનો દર ભારી હોય છે.** એતો સ્પષ્ટ છે કે પાસે પૈસા હોય તો તે ધીરવામાં સાહુકારને જેમ જેમ જોખમ જાસ્તી લાગે તેમ તેમ તે પોતાના નાણાનો વધુ ભાવ ખાયછે: એટલે જાસ્તી વ્યાજ માગેછે. જેમકે બાંધેલો જૂજ પગાર રળતા કોઈ કારકૂનને ઘેરઆગળ વિવાહ ટાણે પૈસા કાઢવા જવું પડે તો ખાતાપીતા સારા જમીદારને જે તરીખે રૂપીઆ મળતા હોય તે તરીખે નાણાવટી મને

ધીરે એવી આશા તે રાખી શકે નહીં. તેવી રીતે કોઈ મશહૂર દેવાદાર ગરીબ ખેડુત કરજે કાઢવા જાય તો તે પણ હલકી તેરીએ નાણાં કરજે કાઢવાની આશા રાખી શકતો નથી. આનું કારણ ખુલ્લું છે. જમીદારને તો જમીન, ઢોર ઈ૦ બહુ હોયછે. તે પોતાની ખેતી સારી આબાદ કરવાના અથવા વધારવાના હેતુથી નવો કુવો ખોદાવવા કે બીજી બળદની જોડ લેવા માટે નાણાં કાઢેછે. તેને ધીરનાર સાહુકારને, પૂરેપૂરી ખાત્રી હોયછે કે મારાં નાણાં ભરી પુરી હું પામીશ. પણ ખેડુત અથવા કારકૂનને આપતાં તે એમ ધારતો નથી. ઉલટું તેના મનમાં એમ માને છે કે મારા વ્યાજના વાંધા પડશે એટલુંજ નહીં પણ મારૂં મુદ્દલે ભાગ્યે હું પાછું દેખીશ. વખતે વખતે અલબત આપણે એવા કઠોર હૈયાના સાહુકારો જોઈએ છીએ કે જે પોતાની આસામીઓને જુ જેવા વળગેછે તે છૂટતાજ નથી. આસામીઓને પોતાના ગુલામ જેવા તેઓ કરી નાખેછે. પણ આપણે આ વાત વિસરી જવી જોઈતી નથી કે બધે ઠેકાણે આફત, ગરીબાઈ, અજ્ઞાન અને સુસ્તાઈ એ એવી દુર્દશા છે કે તેમાં ફસાયલાને તવંગર અને જોરાવરના કબજામાં થોડું કે ઘણું આવીને પડવું પડેછે. આનો ઉપાય એજ છે કે વિચાર અને અગમ બુદ્ધિની ટેવ પાડવી, કેળવણીનો પ્રસાર કરવો, અને દેવું ન કરવાનો દૃઢ નિશ્ચય રાખવો. ભરતખંડમાં લોક ઋણદાર બહુ થઈ જાયછે. તેનું મુખ્ય કારણ એ છે કે લગનને પ્રસંગે તવંગર અને ગરીબ બધા આગલો પાછલો વિચાર કર્યાં વિના મૂર્ખાઈથી પૈસા ખૂબ ઉડાવેછે. માત્ર એક થોડો વખત સારૂ ડોળ લોકના આગળ દેખાડવાને માટે માણસો કરજ કરી મરતાં લગણ દુઃખી થઈ ગરીબ અવસ્થામાં પોતાના દહાડા કાઢેછે, અને કરજમાંથી કદી છૂટા થતા નથી. આવા બિન ફાયદાના

કામસર કરજે કાઢનારાઓએ જાજ તેરીખે રૂપીઆ પામવાની વકી રાખવી જોઈએજ નહીં. રાખે તો તે મૂર્ખાઈ છે.

કરજે આપેલાં નાણાં પાછાં પામવાની ખાત્રીને લગતી વળી એક વાત એવી છે કે જે રાજ્યમાં લેણદાર ને દેવાદાર વસના હોય તે રાજ્ય સ્થાઇ અને ન્યાયી છે કે અસ્થાઈ અને અન્યાયી છે. બેઉ જણ એવા દેશમાં વસતા હોય કે જ્યાં માલની ખરેખરી સલામતી હોતી નથી, જ્યાં કાયદા હોય તોયેપણ અમલમાં આવતા નથી, અથવા જ્યાં ન્યાયાધીશો લાંચીઆ હોય, ત્યાં તો ધીરનારને ભય લાગશેજ કે મારાં નાણાં દુલ થવાને અનેક રસ્તા છે. વળી દેશમાં ગમેતેવારે ઉથલ પાથલ થઈ જવાનો સંભવ હોય ત્યારે કરજે ધીરવા કરતાં પોતાની પેટીમાં સહીસલામત પૈસા રાખવાનું તવંગરને મન પસંદ પડશે. કારણકે આમ કરવાથી મુદ્દલ અને વ્યાજ બેઉનું જોખમ હોરવાને બદલે પોતાની મૂડી વિષે તો તે નિશ્ચિત રહેશે. યૂરોપમાં જૂજ તેરીખ રહેવાનાં ઘણાં કારણો છે. તેમાંથી એક એ છે કે રાજ્યના સ્થાઇપણા પર અને સારી દાનતપર લોકને પૂર્ણ વિશ્વાસ હોયછે. એ વિના નાણાંની છત થઇ શકતી નથી: એટલે નાણું હલકે વ્યાજે મળી શકતું નથી. આટલી બધી સલામતીની ખાત્રી છતાં એ નાણાની તાણ કદાચ થઈ જાયછે; અર્થાત તેરીખ ચઢી જાયછે. પણ તે થવાનાં બીજાં સબભર કારણો હોયછે.

દેશમાં કે જીલ્લામાં ધીરનારાને ત્યાં પૈસાની છત કે અછત એ વ્યાજની તેરીખ મુક્કરર કરનારૂં બીજું કારણ છે. સ્પષ્ટ કહીએ તો મુલકની ગરીબાઇ અથવા શ્રીમંતાઇ એ તેરીખ બાંધનારૂં બીજું કારણ છે. વસ્તી જોતાં બચાવેલું નાણું અથવા મૂડી જ્યાં થોડી હોય તે દેશ ગરીબ જાણવો. ભારતખંડ એ ગરીબ સ્થિતિનો પ્રત્યક્ષ

દાખલો છે. એ તો સ્પષ્ટ છે કે જ્યાં જ્યાં બચાવેલાં અથવા વધારાનાં નાણાંની અછત હોયછે ત્યાં ત્યાં તેરીખ ભારે હોયછે. કારણ કે જે વસ્તુની અછત તે મોંઘી એ તો નિયમ છે. એ મોંઘી થવાનું કારણ એ કે બજારમાં તેનો ખપ જાગ્યો હોયછે. તેમજ નાણાં વિષે પણ હમેશ થાયછે.

વેપાર અથવા ખેતીવાડીની સામાન્ય સ્થિતિ એ તેરીખ નિમાણ કરનારૂં ત્રીજું કારણ છે એમ આપણે કહી ગયા. વેપાર ખેતીની સ્થિતિ કહી તેનો ભાવાર્થ એ છે કે એ આબાદ હાલતમાં છે કે નહીં, અથવા એ એઓમાં નફો ઘણો થાયછે કે થોડો. સારા નફા વિના કોઇ પણ ધંધો આબાદ થઇ શકતો નથી; કેમકે જાુજ નફા ખાતર કોઇ પણ માણસ તે ધંધામાં પડશે નહીં. માટે જો વેપાર કે ખેતીવાડી કે કારખાનામાં નફો ઘણો થાય ત્યારે તેનો પરિણામ એ થવાનો કે તેરીખના ટકા વધશે. આ તો સ્પષ્ટ છે. કારણ કે જે ધંધામાં ફાયદો ઘણો હોય તે ધંધાસારૂ નાણાંની જરૂર બહુ પડેછે; તથા તે ચલાવવાને માટે નાણાંની ખેંચાખેંચ થઇ રહેછે. જ્યારે નાણાંનો કે બીજી કોઇ વસ્તુનો ખપ ઘણો જાગેછે ત્યારે તેના ભાવ ચડી જાયછે. અર્થાત રૂપીઆનું વ્યાજ બહુ આપવું પડેછે. વેપારમાં જ્યારે બહુ ફાયદો કોઇ માણસને પડતો હોય ત્યારે ભારે વ્યાજ આપવું તેને પરવડે છે. જેમકે, એક શખસ કોઇને ત્યાંથી એક રૂપીઓ કરજે કાઢી લાવ્યો. તે રૂપીઆની નારંગીઓ તેજ દિવસે લાવી વેચી નાખી તો તેને દોઢ રૂપીઓ ઉપજ્યો. આ નારંગીવાળાને રોજનો સેંકડે પચાસ ટકાનો નફો પડયો, અથવા વર્ષ દિવસનું ગણતાં સેંકડે ૧૮૨૫૦ ટકાનો નફો પડવા ગયો. આવે વખતે એ માણસને એક રૂપીઆનું દરરોજ એક આનો વ્યાજ આપતાં

ભારે નહીં પડે. તોયેપણ આ આના લેખે ગણતાં દર રોજના સેંકડે ૭ ટકા પડ્યા, અથવા વર્ષના ૨૧૯૦ ટકા આવ્યા. બેશક આટલો બધો નફો અને આટલું બધું વ્યાજ એ તો અસાધારણ છે. પણ એ દૃષ્ટાંત ખુલાસો કરવામાં ઠીક કામ આવે એવું છે. વ્યાજનો દર નફાપર આધાર રાખેછે એટલુંજ માત્ર નહીં, પણ કરજે કાઢનારને ભારે તેરીખ કોઈ પણ પ્રકારે દુઃખદાયક થઈ પડતી નથી એ વાત ઊપલા દાખલાથી સમજાય છે.

હવે નફો કોને કહેછે તેનો આપણે વિચાર કરીએ. વસ્તુની ઉપજેલી કિંમતમાંથી તેનો બનાવવાનો કે ઉત્પન્ન કરવાનો પડતર ખરચ બાદ કરતાં જે બાકી રહે તેને નફો સમજવો. પડતર ખરચ કરતાં કિંમત વધુ આવે તો નફો જાણવો; પણ ઊપજેલી કિંમતના કરતાં ખરચનો આંકડો વધી જાય તો તોટો જાણવો. આવી રીતે ખરચ બાદ જતાં અઠવાડીઆની રહેલી રકમ લઇએ અથવા મહિના કે વર્ષની લઈએ તેને નફાનો દર સમજવો. અઠવાડીઆની બાકી લઇએ તો અઠવાડીઆ લેખે નફાનો દર નિકળેછે, અને મહિનાની કે વર્ષની લઇએ તો મહિના અથવા વર્ષના નફાનો દર નિકળેછે એમ જાણવું. નાણાં ધીરીને તેમાંથી ફાયદો મળ્યો હોય ત્યારે તે ફાયદાનું નામ વ્યાજ કહેવાયછે. પાછળ આપણે નારંગી વેચનારનો દાખલો કહી ગયા તેમાંથી હવે આટલું લક્ષમાં રાખવું જરૂરનું છે કે નફો પેદા કરતાં વખત જેમ ઓછો લાગે તેમ નફાનો દર વધેછે. જાણો કે કોઇ માણસ પોતાની મૂડીના વેપારમાં દરરોજ સેંકડે એક ટકો કમાયછે. પણ વર્ષ દિવસનું આપણે ગણીએ તો સેંકડે ૩૬૫ ટકા લેખે પેદા કરેછે એમ માલમ પડશે.

વેપારમાંથી થયેલા નફાના ત્રણ ભાગ પાડવામાં આવેછે સૌથી

પેહેલો અને જરૂરનો ભાગ રોકાયલી મૂડીપરના સાધારણ વ્યાજનો આંકડો છે. સરકારી લોનમાં નાખેલા રૂપીઆનું જે તેરીખ લેખે વ્યાજ આવેછે તે દર પ્રમાણે ઉપજતા વ્યાજને સાધારણ વ્યાજ કહેછે. અને કમુમાં કમ સરકારી લોનની તેરીખ મૂડી ધીરનાર ઉપજાવવાની આશા રાખશે. બીજો ભાગ વેપારમાં રોકવાથી મૂડી જોખમમાં નાંખી તે ખાતેનો હોયછે. ત્રીજો ભાગ વેપારમાં પોતાનો કાળ રોકી અને હુશીઆરી વાપરી જે નફાની વકી માણસ રાખેછે તે ખાતેનો હોયછે. સરકારી લોનમાં જરાએ કંઇ હરકત હિલ્લો આવે એવું હોતું નથી; માટે તેમાં નાણાં રોકનારને પ્રથમ કહેલો ભાગજ મળેછે. સરકારી લોનનાં કાગળીઆં ખરીદવાં, અને વખત થાય એટલે તેનું વ્યાજ લઈ આવવું એ સિવાય જાસ્તી મેહેનત તેઓ કરતા નથી. કોઇ પેઢીમાં અથવા પંત્યાળો વેપાર કરનારી મંડળીમાં જેઓ ભાગ (શેઅર) રાખેછે, તેઓ તે પેઢી કે મંડળીના વેપારમાં પોતાના નાણાં ગુમાવવાનું જોખમ માથે હોરી લેછે, એ વાસ્તે તે જોખમ ખાતે તેઓ સરકારી લોનની તેરીખથી વધારેની આશા રાખેછે. હવે દુકાન માંડનારા કે ખેતી કરનારા અથવા કોઇ જાતનો ધંધો કરનારા, ઉપલા બે પ્રકારના ભાગ સાથે, જાતે કામ કરી પોતાનો કાળ અને હુશીઆરી ખરચ્યાં તેના બદલામાં, મુસારાની અથવા મુસારા જોગ નફાની આશા રાખેછે. આથી માલમ પડેછે કે વેપાર, ખેતી અથવા કારખાનાં જેઓ જાતે ચલાવેછે, અથવા માણસો રાખીને ચલાવેછે, તેઓને સૌથી ભારે નફો મળેછે. પણ જેઓ સંતોષથી કેવળ જોખમ વિનાના ધંધામાં ફકત પોતાનાં નાણાં ધીરીને ઘેર બેશી રહેછે, તેમને સૌથી જૂજ નફો મળેછે.

ધંધો કરેછે તેઓ રોજગારમાંથી પોતાનું ગુજરાન ચલાવવાની

આશા રાખેછે, જેમકે દુકાનદારો. જો તેઓને એવી આશા હોય નહીં તો ખુશીથી તેમાં તેઓ મચ્યા રહે નહીં. માટેજ શેહેરમાંના મ્હોટા દુકાનદારો કરતાં ગામડામાંના ન્હાના દુકાનદારોનો ભાવ ભારે હોયછે. કારણ કે ગામડામાં દિવસની દરમ્યાનમાં માલ બહુ થોડો વેચાયછે, અને તે વેચાણમાંથી પોતાના ગુજરાન જોગો ખરચ કાઢવાનો હોયછે, તેથી દુકાનદારને માલ એટલો બધો મોઘો વેચવાની જરૂર પડેછે. પણ શેહેરોમાં મ્હોટી દુકાનો દિવસની દરમ્યાનમાં ઘણો વકરો કરેછે. અને તેથી કરીને દર ચીજે થોડો નફો ખાવાનું તેમને પાલવેછે, અર્થાત પોતાનો માલ સોંઘે ભાવે વેચવાનું તેમને પરવડી શકેછે.

## પ્રકરણ ૫ મું.

### જમીનનું ગણોત.

---

ગણોતનો અર્થ—હાલમાં રીવાજ પરથી ઘણું કરી ગણોત ઠરાવવામાં આવેછે—ગણોત કાઢી નાખવાથી થતો પરિણામ—જમીનના જૂદી જૂદી જાતના ભોગવટા—બંગાલામાં લેવાતું ગણોત, અને નવો જમીન વિષે થવાનો કાયદો—અંગ્રેજી રાજ્યમાં લેવાતું ગણોત.

આ નાના પુસ્તકમાંની બીજી બધી બાબતો કરતાં ગણોતની વાતમાં વાંચનારાઓને રસ પડવાનો સંભવ છે. ભરતખંડની કુલ મૂડી અને મજૂરીનો આપણે વિચાર કરીએ તો તે બેઉ ઘણી ખરી જમીનની ખેતીમાં રોકાયલી આપણને જણાયછે. આ કારણને લીધે ગણોતના સ્વરૂપ અને આકારની* વાત હમેશ લોકના મનમાં બહુ રમ્યા કરેછે. ગણોતને કોઈ કોઈ વખત જમીનવેરો એવું ખોટું† નામ દઈ કહેછે. જમીનની ખેડમાં જેમને લાગતું વળગતું છે, તેમણે ગણોતનું મૂળ અને તેનો અર્થ જરૂર કરી સ્પષ્ટ સમજવો જોઈએ છે. જમીનના વાપરને સારૂ, અથવા જમીન ખેડવાનો હક્ક મળ્યો તે હક્કને સારૂ જે રકમ આપવામાં આવેછે તેજ ગણોત કહેવાયછે. ગણોતની રકમનો આકાર કેવી રીતે ઠરાવવામાં આવે.

---

* વીંઘોટી અથવા દર વર્ષે વિંઘે અમૂક રકમ સરકાર લેશે એવું જે ઠરાવેલું હોય છે તે.

† ગ્રંથકાર કહેછે કે ગણોતને કેટલાક લોક જમીનવેરો કહેછે એ

છે તેનો હવે આપણે વિચાર કરીએ. આપણે જાણીએ છીએ કે કોઈ જમીન સારી હોયછે, કોઈ ખરાબ હોયછે, કોઈ રસ્તાપર કે નદી અથવા લોઢાની સડકપર આવેલી હોયછે; અને કોઈ જંગલની અંદર ઊંડાણમાં હોવાથી વેપારના મથકથી ઘણુ છેટે હોયછે. વળી કોઈ જમીન ઊંચાણે હોયછે, અને ત્યાં પાણીની અછત હોયછે કોઈ નીચાણમાં આવેલી હોયછે, તેથી કુવા અથવા નેહેરનું પાણી તે જમીનને પાવું સેહેલું પડેછે. વળી કોઈ જમીન એવી રેતાળ હોય છે, અથવા તેમાં પથરા કે જડી એટલી બધી હોય છે કે ભાગ્યેજ કોઈ આદમીને ત્યાં ખેતી કરવાનું મન થાય છે. અગર જો કોઈ કરેછે તો તેમાં એટલું કમી પાકેછે કે જમીનનું ગણોત આપવું તેને જરાએ પરવડી શકતું નથી. આવી ખરાબ જમીનમાં પ્રથમ વાવેતર

---

ખોટું છે. પરંતુ આ દેશના પ્રાચીન સ્મૃતિકારો ભગવાન મનુ આદિ પ્રમાણે જોતાં એજ નામ ખરૂં છે. કરનલ જોન બ્રિગ્સાદિ અંગ્રેજોએ તે કબૂલ રાખેલું છે. બ્રિગ્સ સાહેબે 'લેન્ડ ટેક્સ ઈન ઈંડિઆ' નામના પોતાનાં પુસ્તકમાં એલફિન્સ્ટન, ટોડ ઈત્યાદિક અંગ્રેજી તથા મુસલમાની અને આર્ય ગ્રંથકારોમાંથી ઉતારા લઈ લઈને સાબીત કરી આપ્યું છે કે ભરતખંડમાં ઘણા પ્રાચીન કાળથી ખેડુત જમીનનો માલીક ગણાયછે. તથા રાજયકર્ત્તા માત્ર વેરાના ધણી છે. કરનલ બ્રિગ્સે જે સ્મૃતિનું ભાષાંતર ભગવાન મનુમાંથી આપેલું છે તે અસલ સ્મૃતિ આ પ્રમાણે છેઃ

पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदो विदुः ।
स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम् ॥

પૂર્વકાળ જાણનારા ઋષિઓએ આ પૃથ્વીને પૃથુ રાજાની કન્યા પ્રમાણે માનેલી છે; માટે જે ધણીએ ઝાડી લાકડાં કાપી સાફ કરીને જમીન ખેડી, તે ખેડેલી જમીન તે ધણીની મિલકત છે; અને જે શિકારીએ હરણને મરણ તોલ ઘા કર્યો તે તેની મિલકત છે. ભા. ક.

કરેછે ત્યારે મજૂરી અને ખીના બદલા જેટલું માત્ર ખેડુતને પાકે-
છે. જમીનના માલીકને આપવા તે પાકમાંથી કંઈ રહેતું નથી. પરંતુ
ઉત્તમ પ્રતની જમીનુમાં એટલું બધું પાકેછે કે ગણોત નહીં આપ-
વાનું હોય તો ખેડુતને બહુ નફો રહે. ખરાબ જમીન ખેડનાર કરતાં
તેને આઠ દશ ગણો નફો થાય. ખેતીનો ખરચ જતાં જે નફો ઊપ-
લક રહેછે તે જમીનનું ગણોત છે, કે જે જમીનનો માલીક લેછે.
આનો ભાવાર્થ એ છે કે મજૂરી અને ખીનો બદલો આવી રહ્યા
પછી જે સીલક બાકી રહેછે તે ખેડુત પાસેથી જમીનનો માલીક
ગણોતને નામે લેછે. આ ગણોત લેવાનું ફળ એવું નિપજેછે કે
ખેડુત માત્રની સ્થિતિ સરખી થઈ જાયછે; પછી ઉત્તમ પ્રકારની
જમીન ખેડતો હોય કે છેક નબળી ખેડતો હોય. એટલે ગણો-
તને લીધે સારી જમીન ખેડનારા અને નઠારી ખેડનારા બધાએ
સરખી હાલતે પહોંચેછે. નબળી જમીન ખેડનાર ગણોત નહીં જેવું
આપેછે, અથવા બીલકુલ આપતો નથી; પણ સારી કસદાર જ-
મીન ખેડનાર ભારે ગણોત આપેછે, અને તેણે અવશ્ય કરી આપવું
જોઈએ. આપરથી આપણને સમજાયછે કે સારી નબળી જમીન
ખેડવાના અરસ પરસના ફાયદાનું મૂલ ગણોતની રકમથી જણાયછે.
આપણે ગણોતનો આ અર્થ કર્યો તે અર્થ જમીનના બધા પ્રકારના
ભોગવટાને અથવા ભોગવટાની દરેક *તપસીલને લાગુ પડેછે
એમ સમજવું નહીં. ખસુસ કરીને એકજ પ્રતની જમીનનો મ્હોટો
ભાગ હોય તો તેના ગણોતનો વિચાર કરવામાં આ કહેલી ગણોતની
વિગત લાગુ પડે નહીં. ઘણું ખરૂં ગણોત મામુલ રીવાજથી નક્કી

* વિગત; અકેકી ચીજ બાબત જૂદું જૂદું બોલવું તે.

કરવામાં આવેછે. ભરતખંડમાં જ્યાં જ્યાં અંગ્રેજી રાજ્ય છે ત્યાં ત્યાં તો ગણોત ખસુસ કરીને એટલું કમી હોય છે કે જમીનની ખેડના થતા નફામાંથી ખેડુતને ગણોતખાતે બહુ જૂજ હિસ્સો આપવો પડે-છે. ખરાબ મોસમની ખોટ પુરવા જોગી, અથવા કુટુંબમાં આવ્યો ગયો ખરચ કાઢવા જોગી સિલક ખેડુત કને બચે એવું ધોરણ રાખી ડાહ્યા જમીનદારે પોતાની આસામી ઓકને થોડું લઈ સંતોષ માનવો જોઈએ. આ જમીનનો ભોગવટો તને આટલા વર્ષ લગણ તો કરવાજ દઈશ એવી કંઈ ખાત્રી ખેડકરનારને આપવી, અથવા જો જમીન લઈ લઉં તો તે સુધારવામાં જે ખરચ તેં કર્યો હશે તેનો વાજબી બદલો હું તને આપીશ એવી કંઈ કબુલાત કરી આપવી એ સમજુ જમીનદારને ઘટેછે. કારણ કે એવી તરેહની ખાત્રી કરી આપ-વાથી ખેડકરનારને જમીનનો કસ ચુસી લઈ તેને ખરાબ કરવાની દયાનત રાખવાને બદલે સુધારવાનું મન થાયછે.

જમીનનું બધું ગણોત લેવાતું બંધ કરવામાં આવે તો ખેડુતને પેહલ વેહેલો કંઈ લાભ કદાચ થાય, પણ આખી વસ્તીને કોઈ પ્રકારે તેમાં લાભ નથી. એથી અનાજનો ભાવ કંઈ ઉતરશે નહીં. કારણ કે ત્રીજા પ્રકરણમાં કહી ગયા કે ઉત્તમ પ્રતની જમીનમાં અનાજ કરતાં જે ખરચ લાગેછે તેપરથી ભાવ ઠરી ધાન્ય વેચાતું નથી; પરંતુ કનિષ્ઠ પ્રતની જમીનમાં ખેતી કરતાં જે રકમ બેઠી હોય તેના સુમાર પરથી ભાવ બંધાઈ અનાજ વેચવામાં આવેછે. તેટલા માટે ગણોત નામે લેવાતું બંધ થાય તો જે શખસ કનિષ્ઠ પ્રતની જમીન ખેડતો હશે તેને કંઈ લાભ થવાનો નહીં; કેમકે તેનાથી પોતાનું ધાન્ય સોંઘે ભાવે વેચાશે નહી. તેમજ જેમની કને ઉત્તમ પ્રતની જમીન હશે તેઓ પણ પોતાનું અનાજ સોંઘે ભાવે નહીં વેચે, પણ પોતાને

વિશેષ ફાયદો થશે તે પોતાની થેલીમાં ઊંચો મૂકશે; અને આટલો બધો જમીનમાં ફાયદો થાયછે એ જોઈ કોઈ તવંગર પુરૂષ ખેડુત કનેથી તેનો ભોગવટો થોડા વખતમાં વેચાણ કરી લેશે. અને પછી પોતાની વતી ખેડીને સારૂં ગણોત આપવાને તૈયાર હશે એવા કોઈ ખેડુતને તે સાંથશે. પરંતુ કોઈ પણ ખેડુતને વગર ગણોતે જમીન ખેડવાને મળવીજ જોઈએ એને સારૂ કંઈએ કારણ નથી. પારકાનું ઢોર, હળ અથવા ઘર વાપરવાના બદલામાં ભાડું આપવાને ખેડુત તૈયાર હોયછે, તે પ્રમાણે જમીનના વાપરને સારૂ ગણોત આપવાની જરૂર છે એ તેણે સમજવુંજ જોઈએ. વગર ગણોતે જમીન મેળવી શકવાનો ઈલાજ માત્ર એજ છે કે વારસાથી અથવા ખરીદીથી જમીનનો કબજો આપણે સંપાદન કરવો.

યૂરોપની પેઠે ભરતખંડમાં પણ જમીનનો ભોગવટો અનેક જાતનો ચાલેછે, અને માટે જમીનનું ગણોત તેના માલીકો અનેક રીતે લેછે. તોયેપણ મુખ્ય ધોરણ બધે એકજ હોયછે કે ખેડ કરી જે કંઈ ફાયદો ખેડુત કાઢેછે, તે ફાયદામાંથી થોડે કે ઘણે ભાગે જમીનના માલીકને હિસ્સો મળવો જોઈએ. આપણે જોઈએ છીએ કે ભરતખંડમાં કેટલેક ઠેકાણે ગણોતનો કાયમ દર ઠરાવેલો હોયછે. કેટલેક ઠેકાણે દર દશ, વિશ કે ત્રીશ વર્ષે ફરી ફરી ઠરાવવામાં આવેછે. વળી મુંબઈ ઈલાકાની પેઠે કેટલેક ઠેકાણે દર વર્ષે જે પાક થયો હોય તે પરથી ગણોત લેવામાં આવેછે. ભરતખંડ જેવા વિશાળ દેશમાં બધે એકજ જાતનો વહિવટ ઉત્તમ છે એમ તો આપણાથી કહી નહીં શકાય; તો પછી આખી પૃથ્વીપર એકજ વહિવટ ચલાવવો એ ઉત્તમ વાત છે એમ આપણાથી કેમ કહેવાય? હવા, પાણી, લોકની ટેવ, રેહણી અને રાજ્યની

સ્થિરતા તથા ન્યાય પર એ વાતનો ઘણો ખરો આધાર રહેછે.

ભરતખંડના મ્હોટા ભાગની જમીન સ્વતઃ સરકારની છે; અને ગણોતનો આંકડો ગામ દીઠ કે આસામીવાર ઠેરવી સરકાર તે પ્રમાણે વસુલ લેછે. પરંતુ આસરે સો વર્ષપર બંગાલા પ્રાંતની ઘણી ખરી જમીન હાલના જમીનદારોના પૂર્વજોને સરકારે કાયમ દરે યાવચ્ચંદ્રદિવાકરૌ આપી દીધી. હવે સરકારને માલમ પડેછે કે એમ કરવામાં પોતે મોટી ભુલ કરી. કારણ કે સરકારને નુકસાન થયું એટલુંજ નહીં પણ તેની સાથે રૈયતના સ્વાર્થને પણ આ કાયમ દરથી હાની પોહોંચી છે. એનું કારણ એમ બન્યું કે કાયમ ગણોતનામાના દસ્તાવેજોમાં રૈયતના હક્ક પૂરા જળવાય એવી કંઈ વ્યવસ્થા કરવામાં આવી નહીં. આનો પરિણામ એ નિપજ્યો છે કે જમીનની કિંમત બંગાલામાં સો વર્ષપર હતી તેના કરતાં હાલ પાંચથી દશપટ વધી ગઈ છે તોપણ સરકારને કે રૈયતને તેમાંથી જરા લાભ થતો નથી, પણ બધો અથવા ઘણો ખરો ફાયદો જમીનદારોના ઘરમાં જાયછે. આ કાયમ જમાબંધી થઈ તેવારે જેઓ વસુલ ઉઘરાવનારા અથવા આડતીઆ જેવા હતા તેમના વંશજો હાલ મ્હોટી જાગીરોના માલીક થઈ શ્રીમંત બની ગયા છે. અને એ કમનસીબની વાત છે કે જમીનદારોની ફરજ શી છે, અથવા ગરીબ પ્રત્યે શ્રીમંતનો ધર્મ શો છે, તે આ જાગીરદારોમાંના ઘણા ખરા સંપૂર્ણ રીતે સમજતા નથી. ગણોતનો કાયદો કરી આ બધી મુશ્કેલીઓ ટાળવાનો પ્રયત્ન હાલ (સન ૧૮૮૩) ચાલેછે. એ ધારાનો અમલ થયા પછી એવી આશા રાખવામાં આવેછે કે ગણોતનો અઘટીત વધારો થતો અટકશે; જમીનનો વહિવટ ખેડૂતના હાથમાં કાયમ થશે. અર્થાત અત્યાર

લગણ જમીદારની મરજી હોય ત્યાંજ લગણ ખેડુત જમીનનો ભોગવટો કરી શકતો, પણ આ કાયદાની રૂએ ખાલસા જમીનના વહિવટની પેઠે ખેડુતનો ખેડ કરવાનો હક્ક કાયમ થશે. આની સાથે વળી એ કાયદાના જોરે જમીનદારોને પોતાનું વાજબી ગણોત તાબડતોબ વસુલ લેવાનું બની આવશે.

બધા પક્ષકારો સંતોષ પામે એવી રીતે એ વાતનો નિવેડો આણવો એ તો બેશક બહુ અઘરૂં છે. અને સલાહ અને શાંતિ ખાતર બેઊ પક્ષકારો પોતાની કેટલીક વાત મૂકી દેવાને તૈયાર નહીં થાય ત્યાં લગણ જમીદાર અને રૈયત બેઊને રાજી કરવા એ તો અશક્ય જેવું લાગેછે.

ભરતખંડમાં અને તેમાં બંગાલામાં ખાસ કરીને પાકા રસ્તા અને લોઢાની સડકો ઠામ ઠામ થઈ ગઈછે. આથી અસલના વખત કરતાં ખેડુતો પોતાના પાકની કિંમત સારી ઉપજાવી શકેછે. એ વાસ્તે એમને લાજમ છે કે ખુશીથી જમીદારને પોતાના નફા- માંથી કંઈક આપવું અથવા લોકના ફાયદાને સારૂ જે સરકારે આ બધી સડકો બાંધી તથા ધાડ પાડનારા અને લશ્કરી લોક અસલના વખતમાં જુલમ કરી રૈયતને લુંટી જતા તે બધા જુલમથી જે સરકાર તેમનું રક્ષણ કરેછે, તે સરકારને પોતાના ફાયદામાંથી થોડું ઘણું આપવાને તેમણે તૈયાર થવું જોઈએ. હાલના ખેડુતો પોતાના બાપદાદાઓની પીડા વિસારે મૂકેછે, અથવા જાણતા નથી કે તેમની અવસ્થા હળે જોડેલા બળદ જેવી હતી. સારી મોસમમાં તેમને પેટ ભરી ખાવાનું મળતું. પણ વર્ષ ખરાબ નિવડતું ત્યારે તેઓ ભૂખે પીડાતા અથવા ધાનપાણી વિના મરી જતા. દર વર્ષે મારે શું આપવાનું છે અથવા ગણોતનાં નાણાં મારી પાસેથી

ક્યારે લેવામાં આવશે તેની કોઇને આગળથી ખબર નહોતી પડતી. પૂર્વે દિલ્હી સરકારની કારકીર્દીમાં રૈયતને પોતાના ખેતરનું ગણોત એટલું બધું આપવું પડતું કે તે બધા મોલનો ત્રીજો ભાગ થતો, અને કોઈ કોઈ વખત બલકે અડધો અડધ થઇ જતો. જ્યારે વરસ ખરાબ આવતું અથવા રોગ ચાલતો ત્યારે હજારો લોક મરણ પામતા અને સેંકડો ગામો ઉજડ થઈ જઈ તેમાં સમ ખાવા ચલ્લું સરખુંએ નહોતું રહેતું. હાલના વખતમાં તે બધાં ઠેકાણાં સારી પેઠે આબાદ થઈ ગયાં છે અને ત્યાંની વસ્તી સારી ખાતી પીતી થઈ ગઇછે. તોપણ એ દુર્ભાગ્યની વાત છે કે હજુ પણ ભરતખંડમાં કેટલાંક દેશી રાજ્ય એવાં છે કે જ્યાં જમીનનું ગણોત કેવળ ધોરણ વિના બહુ જુલમ કરી વસુલે છે. પણ ધીમે ધીમે બ્રિટિશ સરકારની નકલ કરી તેમનો ન્યાયી અને નિયમિત વહિવટ પોતાના રાજ્યમાં દાખલ કરશે એવી આશા રહેછે. ભરતખંડનાં બ્રિટિશ મુલકમાં ખાલસા જમીનનું ગણોત બધા પાકના એક પંદરાંશથી વધુ નથી હોતું; અને જે પ્રાંતોની સ્થિતિ હજી સુધરી નથી ત્યાં તો ઘણે ખરે ઠેકાણે નિપજના એક ત્રીશાંશ જેટલું છેક હલકું ગણોત હોયછે. આટલું હલકું ગણોત લેછે તેથી ખેડુતને ભાગે નીપજમાંથી એટલું બધું રહેછે કે ખરાબ મોસમની ખોટ તે પૂરી કરી પોતાના ઘર, ઢોર અને ઓજારો સુધારી શકેછે. બ્રિટિશ સરકારની ઇચ્છા છે કે રૈયતને નાણાં ધીરનારના પંજામાંથી છૂટી થયલી અમે જોઈએ. પરંતુ જ્યાં લગણ કાળજી રાખીને સારાં વરસમાં નકામા તમાશામાં અને લગ્નના વરામાં પોતાના પૈસા રૈયત ઉડાવતી નહીં બંધ રહે ત્યાં લગણ ગણોત આટલું હલકું લેવામાં આવે છે તે છતાંએ સરકારની ઇચ્છા બર આવી શકશે નહીં.

---

## પ્રકરણ ૬ ઠું.

### કર.

**કરની આવશ્યકતાના કારણો-અવ્યવસ્થિત રાજ્યમાં લેવાતો કર—કર નક્કી કરવાના ચાર ધોરી નિયમો, કે જેને અનુસરીનેજ કર ઠરાવવો જોઈયે—આ નિયમોની સમજણ—સ્થાનિક સ્વરાજ્ય.**

રૈયતના જાન માલનું સંરક્ષણ કરવા સારૂ, સર્વેને ત્વરાથી સસ્તામાં ન્યાય દેવા સારૂ, અને તવંગર તથા ગરીબ બેઉની સ્થિતિ સુધારવા સારૂ, તથા બીજા એવા અનેક લોકોપયોગી કામો કરવા સારૂ, બધા સુધરેલા દેશોને ખરચ કરવો પડેછે. માટે એ ખરચ ચલાવવાને વાસ્તે દેશમાં વસનાર લોક કનેથી કર લેવાની જરૂર છે. ઇંગ્લાંડમાં અને યુરોપના બધા મોટા દેશોમાં પ્રજાના મુખત્યારોની અનુમતિથીજ કર નાખી શકાયછે. કર નાખવાની સત્તા રાજ્યકર્ત્તાને નથી હોતી. તેમજ નાણું ખજાનામાં આવ્યા પછી પણ લડાઈ લડવામાં કે જાતને અથવા પોતાના બંધુજનોને નિહાલ કરવામાં અથવા મરજી માફક ખરચવામાં તે પૈસા વાપરવાને રાજ્યકર્ત્તાને અધિકાર નથી. એ નાણાની વ્યવસ્થા કરવાનો અખત્યાર રૈયતના હાથમાં હોયછે. પોતાના હિતસારૂ ઠીક લાગે તે જાતનો કર બધાની પાસેથી લેવાનું લોક જાતે ઠરાવેછે; અને ઉઘરાવેલાં નાણાં કયા કયા કામમાં ખરચવાં તે પોતેજ નક્કી કરેછે. ભરતખંડમાં બ્રિટિશ રાજ્યની અંદર કર નાખવાની સત્તા ગવર્નર જનરલ અને

તેની સભાના અખ્ત્યારમાં છે. પૂર્વે રાજાની મરજી પ્રમાણે ભરતખંડમાં કર લેવાતો હતો; તથા નાણાની વ્યવસ્થાએ રાજાની ઇચ્છા પ્રમાણે થતી હતી. હાલમાં તો બ્રિટિશ સરકારને જે ઊપજે છે તે કેવી રીતે આવેછે અને જાયછે તેનો ચીપી ચીપીને હિસાબ અહિંયાં લેવામાં આવેછે એટલુંજ નહીં પણ ઇંગ્લાંડની મોટી આમની સભા તે ઉપજ ખરચનો હિસાબ તપાસેછે. આથી કરીને સરકારના અમલદારોને આને આનાનો જવાબ આપવો પડેછે. તે શી રીતે વાપર્યો, શા હેતુસર વાપર્યો તેનો દાખલો દફતરે રાખવામાં આવે છે. સરકાર દર વર્ષે હિસાબનું પત્રક તૈયાર કરેછે. આ પત્રકને બજેટ (અર્થાત આવક જાવકનો અડસટ્ટો) કરી કહેછે. આવતા વર્ષના ખરચ માટે કેટલું જોઇશે તે આ પત્રકની એક બાજુએ બતાવવામાં આવેલું હોયછે. અને તેને બીજે પાસે એ જોઈતું નાણું કયા કયા સાધનોથી કે કરથી ઉપજાવવાનો સરકારે વિચાર ધારેલો છે, તે દર્શાવે છે. પ્રથમ કલકત્તામાં ગવર્નર જનરલની સભામાં આ બજેટની ચર્ચા ચલાવવામાં આવેછે. પછી વધુ ચર્ચા ચલાવવાને તથા બહાલ કરાવવાને સરકાર તેને વિલાયત રવાના કરેછે.

જૂના જમાનામાં આખા ભરતખંડમાં કર એ તો લુંટફાટનું બીજું નામ માત્ર હતું. હાલ પણ દેશના કેટલાક ભાગ એવા છે કે જ્યાં કર તો ફક્ત ચોરીનું બીજું નામ થઇ રહ્યુંછે. ગરીબ અને દુબળા કનેથી મરજીમાં આવે તે જોરાવર લઇ લેછે, અને આપવાની રકમ કેટલી અથવા શા ખાતે આપવાની તેનો કોઈ દિવસ કંઈ ધડો નથી. જે મુખ્ય કારણોસર, એટલે લશ્કર અને પોલિસનો ખરચ ચલાવવા સારૂ કર ઉઘરાવવામાં આવે છે, તે કારણોમાં લોકના

જાનમાલનું રક્ષણ કરવું એપણ આવી જાયછે; તોપણ લોકના જાનમાલનું રક્ષણ એતો માત્ર મ્હોનીજ વાત છે. અને કોઈ કોઈ ઠેકાણે તો તેનો વિચાર સરખોએ નથી કરતા, તો પછી મ્હોની વાતે ક્યાંથી? કેટલેક ઠેકાણે ગરીબ લોકને હજી જોડેલા બળદ જેવા ગણેછે. સવારથી સાંજ લગણ જાત તોડી મેહેનત કરી રહ્યા પછી રાજાએ જે કંઇ રહેવા દીધું હોય તેપર તેઓ બચારાને જેમ તેમ કરી પોતાનો નિર્વાહ કરવાની જરૂર પડેછે. ભરતખંડમાં હજીએ એવાં દેશી રાજ્યો કેટલાં એક છે કે જ્યાં અંધેર ચાલેછે. એવા દેશોમાં આપણી નજરે પડેછે કે રાજકર્ત્તાની મોજમઝા અને દમામ વધારવાના ઇરાદા સિવાય બીજો કશોએ વિચાર કર્યા વગર હમણા પણ કર ઉઘરાવવામાં આવેછે. નકામા સિપાઇઓ રાખવામાં કે નકામાં મકાનો બાંધવામાં, અથવા એ બેથીએ અધમ દુષ્ટ ગમતોમાં રૈયતની પાસેથી લીધેલું આ નાણું ઉડાવવામાં આવેછે. તવંગર કનેથી કંઇ નહીં જેવું લેવામાં આવેછે. પરંતુ ગરીબ પાસેથી રાજા બહુ કઢાવેછે. અને તેના બદલામાં તે બચારાઓને કંઇજ આપવામાં આવતું નથી.

ઇંગ્લાંડના ડાહ્યા વિદ્વાનોમાં એડમ સ્મિથ કરીને પુરૂષ થઇ ગયો છે. કર નાખવા વિષેના ચાર મુખ્ય નિયમ તે બાંધી ગયોછે. એ નિયમો કંઇક આ પ્રમાણે છેઃ—

૧ લો—સરકારે લોકની પાસેથી તેમની શક્તિ પ્રમાણે કર લેવો જોઇએ. અથવા લોકે પોતાની શક્તિને અનુસરી રાજ્યનું પોષણ કરવું જોઇએ, તવંગરે વધુ આપવું જોઇએ અને ગરીબે જૂજ.

૨ જો—પ્રત્યેક માણસને જે કર ભરવાનો હોય તે મુકરર કરી તેનો આંકડો ઠરાવવો. કહેવાનો ભાવાર્થ એ છે કે કોઇપણ પુરૂષની

મરજીથી કરના પ્રકારમાં અથવા તેની રકમમાં ફેરફાર કરી શકાય નહીં એવો બંદોબસ્ત કરવો. પણ જો ફેર કરવો હોય તો ઘણા દિવસ પેહેલાં તે વાતની પ્રથમથી ખબર આપ્યા વિના તે ફેરફાર અમલમાં આણવો નહીં.

૩જો—કર એવી રીતે ઉઘરાવવો કે લેવાની રીત તથા ભરવાનો કાળ બેઉ જેમ બને તેમ આપનારાને સારી પેઠે અનુકૂળ પડે.

૪થો—સરકારે કર એવી જાતનો કાઢવો જોઇએ કે કર ભરનારા કનેથી જે રકમ વસુલાય તે રકમમાંનો બની શકે એટલો મ્હોટો ભાગ રાજ્યના ખજાનામાં આવીને પડે.

આ ચારમાં પાંચમો આ પણ નિયમ ભરતખંડ જેવા દેશોને સારૂ દાખલ કરવો જોઈએ. લોકના લાભાર્થે માત્ર કર નાખવો, પણ રાજ્યકર્ત્તાની મોજ અથવા તેના લાભને વાસ્તે કર ઉઘરાવવો નહીં.

આ નિયમોનો ભાવાર્થ શો છે તે હવે આપણે વિચારીએ. પ્રથમ નિયમ દેખીતોજ વાસ્તવિક લાગેછે. તવંગરને પોતાના જાનમાલનું રક્ષણ કરવાની ગરજ હોયછે, અને તેને સારૂ ખરચ કરવો તેને સારી પેઠે બોજે એવું હોયછે. રક્ષણ કરવા જેવું ગરીબ કને કંઈ હોતું નથી, અને વાસ્તે તવંગરથી તેની પાસે થોડું લેવું જોઈએ. બીજો નિયમ એ સ્પષ્ટ ખરો છે. મારે શું દેવાનું છે એ વાતની જો નક્કી પૂરી ખબર નહીં હોય તો કોઈ માણસ પોતાનો રોજગાર બરોબર ચલાવી શકે નહીં; વળી જો કરની રકમ નક્કી ઠેરવી નહીં હોય અને વસ્તીના દરેક જણને તેની બરોબર જાણ કરવામાં આવી નહીં હોય તો કર ઉઘરાવનારા સરકારી અમલદારો કરભરનારાનું જે કરશે તે થશે. કારણ કે તે અમલદારો ઘણું કરીને ગરીબોને દુઃખ દેનારા હોય છે.

ત્રીજો નિયમ કંઈક લંબાણથી સમજાવવાની જરૂર છે. કર ભરનાર-કને નાણું ન હોય એવી વેળાએ વસુલવા કરતાં જ્યારે તેના હાથમાં પૈસા હોય ત્યારે ભરણાનો વખત ઠેરવવો એ સુગમ અને વાસ્તવિક છે. ખેડુતનો દાખલો લઈએ તો ફસલ પેહેલાં તેને કર ભરવાની જરૂર પાડવી તેના કરતાં ફસલ પછી તેની કને કર વસુલાય તો તે વધુ વાજબી ગણાશે. તેમજ કર ઉઘરાવવાની રીત વિચારીએ. જાણો કે દારૂપર કર નાખેલો છે. હવે આ કર જે દરેક માણસ થોડો દારૂ લેવા આવે તેવારે સ્વતઃ તે માણસ પાસેથી ઉઘરાવવાને બદલે દુકાનદાર કનેથી લેવો વધારે સુગમ છે. દરેકની કનેથી કર ઉઘરાવવામાં અથવા માથાદીઠ વેરો લેવામાં બહુ ખરચ થઈ જશે અને વળી દરેક જણને બહુ ઈજા પડશે. પરંતુ તેમ ન કરતાં મીઠાંપર વેરો નાખીએ તો કંઈ વાંધા વિના ઘણી સુગમતાથી માથાદીઠ વેરો આવી જાયછે: કારણ કે મીઠું દરેક જણ ખાયછે.

ચોથા નિયમમાં ઘણો ગર્ભિત અર્થ રહેલો છે. કર એવા પ્રકારનો નાખવામાં આવે કે તે વસુલવામાં ઘણો ખરચ થાય અને ખજાનામાં બહુજ થોડી રકમ આવે, ત્યારે તો તેવો કર નાખવામાં ડાહપણ ને ન્યાય બેઉ નથી એમ જાણવું. એ વાત સ્પષ્ટ કરવા આપણે દૃષ્ટાંત લઈએ. માનો કે લોક જેમાં રહેતા હોય તે મકાનોની ઉંચાઈના પ્રમાણમાં કર લેવાનો ઠરાવ કરવામાં આવે તો આપણે કહી ગયા તે પ્રમાણે બનશે. એટલે સરકારને ખરચ બહુ થશે અને આમદાની જુજ આવશે. એ માટે દર વર્ષે બધા મકાનોની ઉંચાઈ દફતરે રાખવાને માપણીદાર અને કારકુનો ગાડા ભરીને રાખવા પડશે. તેથી એ કરની થયલી બધી અથવા ઘણી ખરી ઊપજ આ બધા નોકરોનો ખરચ ખાઈ જશે; અને લોકને તેમાં બહુ ઈજા ખમવી પડશે, તથા કંઈ લાભ થશે નહીં.

યૂરોપમાં અને વિશેષે ઇંગ્લાંડમાં પાંચમા નિયમ વિષે વધુ વિવેચન કરવાની જરૂર પડે નહીં. કારણકે ત્યાંના લોકને પોતાના હકની સારી પેઠે વાકેફગારી હોયછે, તથા ત્યાં રાજ્યની સ્થિતિનો મુખ્ય પાયોજ આ ગણાય છે. તે એ કે દેશની પ્રજાની ઇચ્છાને આધારે રાજ્યની સ્થિતિ હોયછે, અને રાજ્ય છે તે પ્રજાને લાભ અર્થે છે; તથા ત્યાં કર લેવામાં આવે છે તે પણ એજ સમજુતીથી કે લોકના ભલાને સારૂ તે નાખવામાં આવ્યોછે. પરંતુ ભરતખંડના અને પૃથ્વિ પરના બીજા ઘણા દેશના લોકને રાજકર્તા અને પ્રજા બેઉના અરસપરસના ધર્મ શા છે તે વિષે હજી શિખવાનું ઘણું બાકી છે. તો પણ ભરતખંડમાં બ્રિટિશ રાજ્યની અંદર એ કાળ હમણા પાસે આવ્યો છે. તેથી કર નાખવાની અને ખરચ કરવાની બાબતોનો વહિવટ લોક પોતાને હાથે કરતાં શિખશે.

સરકાર હમણાં (સન ૧૮૮૩) સર્વ સ્થાનિક બાબતોમાં કર નાખવાનો તથા સુધરાઈ જેવા ખાતાં સ્વતઃ ચલાવવાનો ઘણોખરો અધિકાર લોકને આપીને દેશી રાજ્યોને દાખલો આપવાની તૈયારીમાં છે. પોતાના જીલ્લામાં નાખવાના કરની જાત તથા રકમ ઠરાવવાનો તેમને અખત્યાર મળશે; તથા તે નાણાં જે કામોસર ખરચવાનાં હોય તે કામો નક્કી કરવામાં પ્રતિનિધિઓની મારફતે તેમનો મત ચાલશે. આ અજમાએશ બહુ જોખમવાળી છે; અને ભરતખંડના કેળવાયલા વર્ગના ડાહપણ તથા વિશેષે કરી તેમની ધીરજપર એ અજમાએશ પારપડવી મુખ્યત્વે કરીને આધાર રાખેછે. તેઓએ ધ્યાનમાં રાખવું અવશ્ય છે કે યૂરોપમાં અને ખાસ કરીને ઇંગ્લાંડમાં રાજ્ય ચલાવવાના આ ધોરણની કેળવણી ઘણા સૈકા થયાં લોક ધીમે ધીમે લેતા આવ્યા છે. પરંતુ ભરતખંડમાં તો આ

રાજ્ય નીતિથી પ્રજાના શિરપર જે ફરજો અને જવાબદારી આવી પડી છે, તે અણુચિંતી છે: અને પાર પડયા વિના રહેજ નહીં તે વાસ્તે તે ફરજ અને જવાબદારીનું કામ બજાવવામાં બહુજ સંભાળ અને ધીરજ રાખવી એ અવશ્ય છે.



BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.